# ગુજરાતના ઇતિહાસની સહેલી વાતો.

## ભાગ ૧લો.

### અંગ્રેજી રાજ્ય.

અંગ્રેજ સરકારે ગામનો કારભાર કરવાને મુખીતલાટી, તાલુકાનો કારભાર કરવાને મામલતદાર, જિલ્લાના કારભાર માટે કલેક્ટર, અને વિભાગના કારભાર માટે કમિશ્નર, એ અધિકારીઓ નીમેલા છે. ઇલાકાના ઉપરી અધિકારી ગવર્નર સાહેબ છે, અને આખા હિંદનો કારભાર કરવાને માટે એક મુખ્ય અધિકારી નીમેલો છે, તેને વાઇસરોય ને ગવર્નર જનરલ કહે છે. તે હિંદના મુખ્ય શહેર દિલ્હીમાં રહે છે. હાલના વાઇસરોય લોર્ડ હેર્ડિંગ સાહેબ છે, તેઓ આપણા હાલના શહેનશાહ પાંચમા જોર્જના વતી હિંદનો કારભાર કરે છે.

અંગ્રેજ લોકો ઇંગ્લાંડ નામના એક નાના મુલકના રહેવાસી છે. તેમનો દેશ આપણા ગુજરાતથી વાયવ્યમાં પાંચ હજાર માઇલ દૂર છે. તેમની રાજધાનીનું શહેર લંડન છે. અંગ્રેજ લોકોએ દુનિયાના ઘણા ભાગ પર પોતાનું રાજ્ય સ્થાપ્યું છે.

## ૧. નામદાર પાંચમા જોર્જ.

આપણા હાલના શહેનશાહ પાંચમા જોર્જ ઇ. સ. ૧૯૧૧ના જૂન માસમાં ગાદી પર બેઠા તે વખતે તેમની ઉમર ૪૭ વર્ષની હતી. ગાદીએ બેઠા તે પહેલાં તેમણે ઘણો વખત આગબોટ ચલાવવાની તાલીમ લેવામાં ગાળ્યો હતો. તેથી તેઓ 'ખલાસી રાજા' એ નામથી ઓળખાય છે. વળી ગાદીએ બેઠા પહેલાં તેમણે હિંદની મુસાફરી પણ કરી હતી.



નામદાર પાંચમા જોર્જ.

**હિંદમાં રાજ્યાભિષેક**—મહારાજા પાંચમા જોર્જ પહેલાંના કોઈ પણ રાજા ગાદીએ બેઠા પછી હિંદમાં પધાર્યા નહોતા. પરંતુ તેઓ જાતે ઇ. સ. ૧૯૧૧ના ડીસેમ્બરમાં હિંદમાં પધાર્યા હતા. આ વખતે હિંદના મુખ્ય શહેર દિલ્હીમાં મોટો દરબાર ભરવામાં આવ્યો હતો. તેમાં હિંદના દેશી રાજાઓ અને શ્રીમંતો ભેગા થયા હતા. અહીં તેઓ રાજ્યાભિષેકની ક્રિયા કરીને ગાદીએ બેઠા હતા.

દિલ્હીની ગાદીએ બેસતી વખતે તેઓએ આ દેશની પ્રજા પર સારી રીતે રાજ્ય ચલાવવાને, ઉદ્યોગ હુન્નર વધારવાને, અને કેળવણીનો વધારો કરવાને વચન આપ્યાં હતાં.

**મહાન લડાઈ**—ઇ. સ. ૧૯૧૪માં જર્મનિ દેશના રાજા

કૈસર સાથે અંગ્રેજ સરકારને મોટી લડાઈ થઈ હતી. જર્મનો પાસે લાખો માણસોનું લશ્કર અને પુષ્કળ દારૂગોળો હતાં. છતાં આપણા શહેનશાહે બીજાં રાજ્યોને પોતાના પક્ષમાં લઈને જર્મનોને હરાવ્યા હતા. આ લડાઈ વખતે હિંદની પ્રજાએ સરકારને નાણાં અને માણસોની ઘણી મદદ આપી હતી.

## ૨. નામદાર સાતમા એડવર્ડ.

નામદાર પાંચમા જ્યોર્જ પહેલાં તેમના પિતા સાતમા એડવર્ડ રાજા હતા. તેમણે લગભગ દસ વર્ષ રાજ ભોગવ્યું હતું. તેમણે પોતાના અમલ દરમિઆન રાજ્યને ઘણો લાભ કર્યો હતો. જે પ્રજાઓ ઇંગ્લાંડ સાથે વેરભાવ રાખતી હતી તે પ્રજાનાં મન તેમણે મેળવી લીધાં હતાં.



નામદાર સાતમા એડવર્ડ.

ખેડુતોમાંથી જેઓ સારાં ઢોર ઉછેરતા અથવા સરસ પાક પકવતા તેમને ઇનામો આપતા. તેઓ કોઈ યુદ્ધમાં ગયા નહોતા, તોપણ જુવાનીમાં તેમણે લશ્કરી તાલીમ લીધી હતી.

જેમ મહારાજા પાંચમા જ્યોર્જ **ખલાસી રાજા** તરીકે જાણીતા થયા છે તેમ મહારાજા એડવર્ડ **સલાહકાર એડવર્ડ** તરીકે જગજાહેર થયા છે.

## ૩. મહારાણી વિક્ટોરિઆ.

શહેનશાહ સાતમા એડ્વર્ડની પહેલાં તેમનાં માતુશ્રી મહારાણી



મહારાણી વિક્ટોરિઆ.

વિક્ટોરિઆ રાજ કરતાં હતાં. તેમના ભલા નામથી હિંદનું દરેક ઘર જાણીતું છે. તેમના રાજઅમલમાં હિંદમાં સલાહશાન્તિ ફેલાઈ હતી. વળી રેલવે, તાર, ટપાલ, આગબોટ, વગેરે વ્યવહારનાં સાધનો; સુતર, શણ, રેશમ, વગેરે વણવાનાં કારખાનાં; તેમજ દીવાસળી અને કાગળ બનાવવાની મિલો, વગેરે હિંદમાં દાખલ થયાં હતાં. પોતાની પ્રજાનું ભલું કરવાની તેઓ હંમેશાં કાળજી રાખતાં. આથી હિંદની પ્રજાને તેઓ અતિશય વહાલાં હતાં.

મહારાણી વિક્ટોરિઆ **ભલાં વિક્ટોરિઆ** એ નામથી ઇતિહાસમાં પ્રસિદ્ધ થયાં છે.

## ૪. કંપનિ સરકાર.

મહારાણી વિક્ટોરિઆના અમલ પહેલાં હિંદમાં કંપનિનું રાજ્ય હતું. આ કંપનિ ઇંગ્લાંડના ઘણા વેપારીઓની એકઠી મળેલી મંડળી હતી. તે આજથી આસરે ત્રણસો વર્ષ પર હિંદમાં વેપાર કરવા માટે આવી હતી, તેણે શરૂઆતમાં તો ફક્ત વેપારમાંજ પોતાનું ચિત્ત લગાડ્યું હતું; પરંતુ પાછળથી તેણે દેશી રાજ્યોની અંદર અંદરની લડાઈમાં ભાગ લીધો. તેમાં તેને કેટલોક મુલક મળ્યો. આ મુલકમાં ધીમે ધીમે વધારો કર્યો, અને આખરે નાનાં મોટાં બધાં રાજ્યો પર પોતાની સત્તા બેસાડી. તે પછી ઇ. સ. ૧૮૫૭માં કંપનિના રાજ-

# ગુજરાતનું સામાન્ય વર્ણન.

જે ભૂમિ ઉપર આપણે દર રોજ હરીએ ફરીએ છીએ, અને જેનાં હવા, પાણી, અને ખોરાકથી આપણું પોષણ થાય છે તે નાનકડો ગુજરાત પ્રાંત તેની સપાટ ભૂમિરચના અને તેમાં થતા ઉત્તમ પાકને લીધે આખા હિન્દમાં નામીચો થએલો છે. હાલમાં તેની હદ ઉત્તરમાં કચ્છનું રણ અને મારવાડ સુધી છે. પૂર્વમાં માળવા અને ખાનદેશ સુધી તેનો વિસ્તાર છે. દક્ષિણે થાણા જિલ્લો આવેલો છે, અને પશ્ચિમે તેને અરબી સમુદ્ર અડકેલો છે.

આ નાનકડા દેશની કુદરતી રચના તેમાં આવેલા પાવાગઢ, શેત્રુંજો, ગીરનાર, વગેરે પર્વતો; અને નર્મદા, તાપી, મહી, સાબરમતી, વગેરે નદીઓને લીધે અતિશય મનોહર બનેલી છે. વળી તેમાં હવા ખાવાનાં સ્થળો, તીર્થસ્થળો, અને વનસ્પતિથી ભરેલાં જંગલો આવેલાં છે. આ જંગલોમાંથી ઇમારતી લાકડાં અને ઔષધ મળી આવે છે. વળી આંબા, રાયણ, દાડમ, જામફળ, સીતાફળ, વગેરે મેવાનાં ઝાડ પણ પુષ્કળ છે. આ રસાળ પ્રદેશમાં કાચું સોનું-આદું, જીરૂં, તમાકુ, શેરડી, રૂ, વગેરે-પાકે છે. તે ઉપરાંત દરેક જાતનાં અનાજ-બાજરી, જુવાર, ડાંગર ઘઉં, ચણા, વગેરે પુષ્કળ પાકે છે. વળી તેનાં હવાપાણી પણ માફકસરનાં છે.

આ પ્રાંતના કુદરતી રીતે ગુજરાત અને કાઠિઆવાડ એવા બેજ ભાગ બનેલા છે. પ્રાચીન કાળમાં હાલના ગુજરાત પ્રાંતના આનર્ત્ત, સુરાષ્ટ્ર, અને લાટ, એવા ત્રણ ભાગ હતા. વડનગરની આજુબાજુના ભાગને આનર્ત્ત, હાલના કાઠિઆવાડને સુરાષ્ટ્ર, અને મહીથી તાપી નદી સુધીના પ્રદેશને લાટ દેશ કહેતા. હાલમાં કાઠિઆવાડના તેમાં વસતી જાતો પરથી અને જમીન પરથી ઝાલાવાડ, ગોહેલવાડ, બાબરીઆવાડ, સોરઠ, હાલાર, વઢીઆર, વાગડ, અને ભાલ, એ ભાગો પડેલા છે; અને ગુજરાતના ચરોતર, કાનમ, વાકળ, મેવાસ,

ચુંવાળ, ચોરાસી, એ ભાગો પડેલા છે. રાજ્યવ્યવસ્થાની નજરે જોતાં પણ પરદેશી રાજા અને દેશી રાજા એવા બેજ ભાગ પડી શકે છે. પરદેશી રાજાઓમાં અંગ્રેજ સરકાર અને પોર્ટુગીઝો છે. જે ભાગ અંગ્રેજ સરકારની પ્રત્યક્ષ સત્તા નીચે છે તે ખાલસા મુલક કહેવાય છે. પોર્ટુગીઝો ફક્ત દીવ અને દમણમાંજ છે, તે સ્વતંત્ર સંસ્થાનો છે. બાકીના મુલક પર દેશી રાજાઓનો અમલ અંગ્રેજ સરકારની દેખરેખ નીચે ચાલે છે.

આ ભૂમિ ઉપર હાલમાં બ્રાહ્મણ, વાણીઆ, પાટીદાર, રજપુત, મુસલમાન, પારસી, દેશીખિસ્તી, વગેરે અનેક જાતના લોકો વસે છે. તેઓ સ્વભાવે નરમ, દયાળુ, અને પરોપકારી છે, અને વેપાર કરવામાં સાહસિક છે. ઘણા ભાગના લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે. તે સિવાય સુતરાઉ અને રેશમી કાપડ વણવાનું અને બીજી કારીગરીનું કામ લોકો જાણે છે.

વળી આ ભૂમિએ અનેક રાજામહારાજાઓ, વિદ્વાનો, કવિઓ, વીરપુરુષો, અને ધર્મ ફેલાવનારા મહાત્માઓ ઉત્પન્ન કરેલા છે, અને તેમને પાળી પોષીને મોટા કરેલા છે. તેજ પવિત્ર ભૂમિના તમે પણ બાળકો છો. તેટલા માટે તે ભૂમિના રાજા અને પ્રજાનાં ચરિત્રની આ પુસ્તકમાં વાતો વાંચવાથી તેમાંથી તમને ઘણું શીખવાનું મળશે.



કારભારથી નારાજ થઈ પ્રજાએ +બળવો કર્યો. આથી મહારાણી વિક્ટોરિઆએ કંપનિ પાસેથી રાજસત્તા પોતાના હાથમાં લઈ લીધી.

## ભાગ ૨જો.

### ૫. પ્રાચીન રાજ્યો.

હિંદમાં લગભગ ૧૫૦ વર્ષથી અંગ્રેજી અમલ શરૂ થએલો છે, પરંતુ ગુજરાતમાં તો આસરે ૬૦ વર્ષથીજ અંગ્રેજી અમલ દાખલ થયો છે. અંગ્રેજી અમલ પહેલાં ગુજરાતમાં મરાઠાઓનું રાજ્ય હતું. તેમના રાજયની પાંચ શાખા હતી. તેમાંની એક શાખા ગાયકવાડ હાલ ગુજરાતમાં રાજ્ય કરે છે. તેની રાજધાની વડોદરામાં છે. મરાઠા પહેલાં ગુજરાતમાં મુસલમાનોનું રાજ્ય હતું. તેમની રાજધાની અમદાવાદમાં હતી. મુસલમાનો પહેલાં ગુજરાતમાં રજપુતોનું રાજ્ય હતું. તેમની રાજગાદી પાટણમાં હતી. પાટણ પહેલાં ગુજરાતની રાજધાની પંચાસરમાં અને તે પહેલાં વલભીપુરમાં હતી. વળી હિંદુઓનાં પુરાણો એ નામનાં પુસ્તકો પરથી જણાય છે કે ગુજરાતમાં અસલ જાદવ કુળના રાજાઓ રાજ્ય કરતા હતા. તેમની રાજગાદી દ્વારકામાં હતી.

### ૬. યાદવરાજ્ય.

કાઠિઆવાડ એજન્સિના વાયવ્ય ખુણામાં દ્વારકા આવેલું છે. તે હિંદુઓનું જાત્રાનું ધામ છે. હાલમાં તેના પર ગાયકવાડ સરકારનો અમલ ચાલે છે; પરંતુ હજારો વર્ષ પહેલાં ત્યાં જાદવ કુળના રાજાઓ રાજ્ય કરતા હતા. તે રાજાઓમાં શ્રીકૃષ્ણ અને તેમના ભાઈ બળદેવનાં નામ જાણીતાં છે. શ્રીકૃષ્ણને હિંદુઓ ઈશ્વર તરીકે માને છે. શ્રીકૃષ્ણના કુટુંબીઓ ચંદ્રવંશી યદુરાજાના વંશના હોવાથી

+ રૈયત રાજાની સામે થાય ત્યારે બળવો થયો કહેવાય.

તેઓ યાદવ કે જાદવ કહેવાતા. તેમનું જોર અતિશય વધી જવાથી તેઓ કોઈને પણ ગણતા નહોતા. તેમને દારૂનું ખરાબ વ્યસન વળગ્યું હતું. તેને લીધે તેમની બુદ્ધિ બગડી હતી.

એવું કહેવાય છે કે એક વખત કેટલાક જુવાન યાદવોએ દ્વારકા પાસે રહેતા એક ઋષિની મશ્કરી કરી. આથી ઋષિએ ક્રોધે ભરાઈ તેમને શાપ દીધો. શાપથી બધા જાદવો ગભરાયા, અને તે મટાડવાને તેઓ બધા સોમનાથ પાટણની જાત્રાએ ગયા. ત્યાં પણ તેઓ જંપ્યા નહિ, પરંતુ ખૂબ દારૂ પીને તોફાન મચાવ્યું. તેમાં તેઓ એક બીજા સાથે લડીને મરણ પામ્યા. જે જગાએ જાદવો લડીને મરણ પામ્યા તે જગાને જાદવાસ્થળી કહે છે. પાછળથી શ્રીકૃષ્ણે પણ પોતાનાં સગાંવહાલાંના શોકથી સોમનાથ પાટણ પાસે પોતાનો દેહ છોડયો. તે જગાને દેહોત્સર્ગ કહે છે. જાદવાસ્થળીમાંથી બચેલા જાદવો ઉત્તર હિંદમાં જઈ રહ્યા હતા. ત્યાં તેમણે જેસલમેર વગેરે નાનાં રાજ્યો સ્થાપ્યાં હતાં.

## ૭. મૌર્યવંશના રાજાઓ.

જાદવ વંશનો નાશ થયા પછી સેંકડો વરસે ગુજરાત ઉપર મૌર્યવંશના રાજાઓનો અમલ શરૂ થયો હતો. એ વંશની સ્થાપના આજથી લગભગ ચોવીસસો વર્ષ ઉપર મગધ દેશમાં થઈ હતી. મગધને હાલ બિહાર અથવા બહાર કહે છે. તેની રાજધાની પાટલિપુત્ર નામે નગરમાં હતી. એ નગર પટણા શહેરની પાસે ગંગા અને શોણ નદીઓના સંગમ પર હતું. તે નદીઓમાં પૂર આવવાથી આ શહેરનો નાશ થયો હતો.

મૌર્યવંશના રાજાઓ ઘણા જોરાવર હતા. પરદેશના મોટા મોટા રાજાઓ સાથે તેમને મિત્રાચારી હતી. એ વંશમાં પહેલો રાજા ચંદ્રગુપ્ત થયો હતો. તેના વખતમાં ગ્રીસ દેશનો સિકંદર પાદશાહ હિંદ પર ચઢી આવ્યો હતો, પરંતુ તેને તે વખતના લડવૈયાની બહાદુરી જોઈને પાછા ફરવું પડયું હતું. ચંદ્રગુપ્તના એક

અધિકારીએ ગીરનાર પાસે સુદર્શન નામે તળાવ બંધાવ્યું હતું. આ વંશમાં ચંદ્રગુપ્ત અને તેનો પૌત્ર અશોક એ બે રાજાઓ વધારે નામાંકિત થઈ ગયા છે.

## ૮. મહાન અશોક.

અશોક ઇ. સ. પૂર્વે ત્રીજા સૈકામાં× એટલે આજથી બાવીસસો વર્ષ ઉપર મગધની ગાદીએ બેઠો હતો. તેના વખતમાં મગધની રાજસત્તા લગભગ આખા હિંદ પર ફેલાઈ હતી.

**બૌદ્ધ ધર્મને આશ્રય**—અશોકે પોતે બૌદ્ધ ધર્મ પાળ્યો હતો. બૌદ્ધ ધર્મના નિયમો નક્કી કરવા માટે તેણે બૌદ્ધ સાધુઓની સભા બોલાવી હતી. બૌદ્ધ ધર્મનો ઉપદેશ કરવાને પરદેશમાં સાધુઓને મોકલ્યા હતા. પત્થરના સ્તંભો પર ધર્મનાં મૂળતત્ત્વો તથા નીતિનાં વચનો કોતરાવ્યાં હતાં. એવો એક લેખ ગીરનાર પર્વતની તળેટીમાં છે. તે લેખમાં એવો ઉપદેશ છે, કે '**પશુની હિંસા કરવી નહિ. માબાપ અને વડીલોની આજ્ઞા પાળવી. સગાંવહાલાં પર પ્રેમ રાખવો. નીતિમાન બ્રાહ્મણોને માન આપવું. ઉડાઉ થવું નહિ. બીજાની નિંદા કરવી નહિ. જાતે સદાચાર પાળી બીજાને તેવો બોધ કરવો. રાજ્યના અધિકારીઓએ લોકોનું હિત સાચવવું. જુદા જુદા પંથના સાધુઓએ હળીમળીને રહેવું. પોતાનો મત બીજા પાસે પળાવવાનો આગ્રહ કરવો નહિ. પોતાના ધર્મનાં વખાણ કરવાં નહિ, અને પારકા ધર્મની નિંદા કરવી નહિ.**' એ સિવાય બીજી ઘણી આજ્ઞાઓ એ લેખમાં છે.

**લોકોપયોગી કામો**—આ રાજાએ જુદે જુદે સ્થળે ધર્મશાળાઓ બંધાવી હતી. દવાખાનાં કાઢયાં હતાં. ધોરી રસ્તા ઉપર વાવ, કુવા, તળાવ, ચોતરા, વગેરે બંધાવ્યાં હતાં. રસ્તાની બાજુઓ પર છાયા માટે ઝાડ રોપાવ્યાં હતાં.

---

× ઇ. સ. ૨૦૧થી ૩૦૦ સુધી ત્રીજું સૈકું કહેવાય, અને ૧૫૦૧થી ૧૬૦૦ સુધી સોળમું સૈકું. હાલ વીસમું સૈકું ચાલે છે.

### ૯. વલભીવંશ.

અશોકની પછી લગભગ ૩૦ વર્ષે ગુજરાત ઉપરથી તેના વંશજોની સત્તા ઊઠી ગઈ, અને તેને ઠેકાણે બીજા રાજાઓનો અમલ શરૂ થયો. તેમની સત્તા છસો વર્ષ સુધી રહી હતી. તેઓમાં ક્ષત્રપ વંશના રાજાઓ થઈ ગયા. તેઓ ઘણા બળવાન હતા. ત્યારપછી ઉત્તર હિંદના ગુપ્ત રાજાઓના હાથમાં ગુજરાતનું રાજ્ય ગયું. ગુપ્ત વંશ કેડે વલભી વંશ થયો. તેનો અમલ ૨૫૦ વર્ષ ચાલ્યો. એ વંશના રાજાઓ પોતાને ક્ષત્રિય કહેવડાવતા, પરંતુ તેઓ ગુર્જર જાતના હતા. હાલ પણ ગુજરાતમાં ગુર્જર સોની, ગુર્જર સુતાર, ગુર્જર વાણીઆ, ગુર્જર કુંભાર, ગુર્જર સલાટ, વગેરે ઘણી જાતો વસે છે. તે ઉપરથી એ વાતને ટેકો મળે છે. તેમનું આખું રાજ્ય ગુર્જરરાષ્ટ્ર કહેવાતું. તે ઉપરથી આપણા મુલકનું નામ ગુજરાત પડયું છે.

વલ્લભી વંશના રાજાઓની રાજધાની વલભીપુર નામે નગરમાં હતી. ભાવનગરની પાસે હાલમાં વળા નામનું ગામ છે તેની આસપાસ એ નગરનાં ખંડેરો હજી પણ જોવામાં આવે છે. એ નગરની આબાદી હાલના અમદાવાદ શહેર કરતાં પણ વિશેષ હતી. તેનો ઘેરાવો પાંચ માઇલ કરતાં પણ વધારે હતો. વસ્તી ઘણી હતી. લોકો ધનવાન હતા. સો કરતાં વધારે કરોડપતિ હતા. વેપાર પણ સારો ચાલતો હતો. દેવાલયો ઘણાં હતાં. બૌદ્ધ સાધુઓના મઠ સો કરતાં પણ વધારે હતા, અને તેમાં લગભગ સાત હજાર સાધુઓ રહેતા હતા. આ નગરનો વલભી વંશના છેલ્લા રાજા શીલાદિત્યના વખતમાં નાશ થયો.

### ૧૦. રંક કાકુ અને વલભીપુરનો નાશ.

મારવાડમાં આવેલા પાલી શહેરનો કાકુ નામે વાણીઓ વલભીપુરમાં આવી રહ્યો હતો. તે વખતે તેની પાસે એક ટંકનું પણ ખાવાનું નહોતું. તેથી લોકો તેને રંક કાકુ કહી બોલાવતા. પાછળથી તે મોટો વેપારી થયો અને મહેલ બંધાવી રહેવા લાગ્યો. તેની પુંજી દિવસે દિવસે વધતી ગઈ અને આખરે તે કરોડપતિ થયો.

કાકુ ધનવાન થવાથી તેણે પોતાની દીકરી વાસ્તે એક રત્નજડિત સોનાની કાંસકી કરાવી હતી. તે કાંસકી શીલાદિત્ય રાજાની કુંવરીના જોવામાં આવી. તે લેવાનું તેને ઘણું મન થયું. આથી તે કાંસકી લાવી આપવાને તેણે પોતાના બાપને કહ્યું. ગમે તે કિંમત લઈને પણ કુંવરીને કાંસકી આપવાને રાજાએ કાકુને બહુ સમજાવ્યો, પરંતુ તેણે માન્યું નહિ. છેવટે રાજાએ તે કાંસકી બળાત્કારે ખુંચવી લીધી. આથી કાકુને ઘણો ક્રોધ ચઢ્યો. તેથી તેણે રાજાનું વેર લેવા-માટે સિંધના રાજાને એક કરોડ રૂપીઆ આપી વલભીપુર ઉપર ચઢાઈ કરાવી. તેમાં શીલાદિત્ય મરાયો અને તે નગરનો નાશ* થયો. કાકુએ પરદેશી રાજા પાસે મોટી પદવીની આશા રાખી હતી, પણ તેણે તો કાકુને પણ મારી નંખાવ્યો.



## ભાગ ૩જો.



## ચાવડા વંશના રાજાઓ.



### ૧૧. જયશિખર ચાવડો.

વલભી વંશના વખતમાં ગુજરાતમાં બીજાં નાનાં રાજ્યો હતાં. એવું એક નાનું રાજ્ય ગુજરાત અને કચ્છની વચ્ચે હાલ ઝીંઝુવાડા ગામ છે તેની પાસે પંચાસરમાં હતું. વલભી વંશનો નાશ થયા પછી તે ચઢતીમાં આવ્યું. ત્યાં ઇ.સ.ના સાતમા સૈકામાં

---

* વલભીપુરના નાશ વિષે એક દંતકથા એવી પણ ચાલે છે કે એક સાધુને એક કુંભારણ સિવાય આખા નગરમાંથી કોઈ ભિક્ષા આપતું નહિ. આથી ક્રોધે ભરાઈને તે સાધુએ કુંભારણને ગામ બહાર જવાનું કહી શાપ દીધો, તેથી તે નગરનો નાશ થયો.

એટલે આજથી લગભગ બારસો વર્ષ પર ચાવડા+ વંશનો મહા પરાક્રમી જયશિખર રાજા રાજ્ય કરતો હતો, અને તેનો સાળો સુરપાળ તેનો માનીતો સેનાધિપતિ હતો. તેની રાણી રૂપસુંદરી અતિશય રૂપાળી અને પતિવ્રતા હતી. રૈયત આબાદ અને સુખી હતી. તે વખતે ગુજરાતની દક્ષિણે કલ્યાણમાં બીજું એક રાજ્ય ચાલુક્ય વંશના રાજા ભુવડનું હતું. તેણે ઘણા દેશો જીત્યા હતા. ગુજરાત જીતવાને પણ તેણે ફોજ મોકલી હતી, પણ જયશિખરની બહાદુરીથી તેની ફોજ હારીને નાસી ગઈ હતી.

**ભુવડનો દરબાર અને શંકર કવિ**—એક વખતે ભુવડ રાજા સભા ભરીને બેઠો હતો. તે વખતે ત્યાં જયશિખરનો રાજકવિ શંકર જઈ ચઢ્યો. તેણે ગુજરાતની રસાળ ભૂમિનાં, જયશિખરની બહાદુરીનાં, રાણી રૂપસુંદરીના રૂપનાં, અને સરદાર સુરપાળનાં અતિશય વખાણ કર્યા. વખાણ સાંભળીને ભુવડે બહારથી તો ખુશી બતાવી કવિને ઇનામ આપી વિદાય કર્યો. પરંતુ હૃદયમાં તે બીજા રાજાનાં વખાણ સાંખી શક્યો નહિ. આથી તેણે ગુજરાત પર ચઢાઈ કરવાનો વિચાર કર્યો.

**ભુવડની પહેલી ચઢાઈ**—શંકર કવિના ગયા પછી ભુવડે તરતજ ગુજરાત પર ચઢાઈ કરવા માટે મોટું લશ્કર તૈયાર કરાવ્યું. પોતાના સોળ* પટાવતોમાં સૌથી બહાદુર ગણાતા મિહીરને ફોજનો ઉપરી ઠરાવી ગુજરાત જીતવા મોકલ્યો. ઇ.સ. ૬૯૬. જયશિખરે સામા લડવા માટે લશ્કર ભેગું કરવાનો હુકમ કર્યો, પરંતુ તે પહેલાં તો તેના શૂરા સરદાર સુરપાળે શત્રુના લશ્કર પર ગુપચુપ ઓચિંતો હુમલો કરી શત્રુની ફોજને ઘેરી લીધી અને ચંદ પટા-

---

+ ચાપોત્કટ એટલે તીર મારવામાં હોશિયાર તે પરથી ચાવડા કહેવાયા.

* ચંદ દ્વંદ્વ ભટ વેદ વીર, સિંહ સિંધુ ગિરિ ધીર;
સામત ધીમત ધન્વિ પટુ, ભીમ મહારથી મિહીર.

વતને ઘાયલ કર્યો. પછી સૈનિકોને ઘાસની પેઠે કતલ કરવા માંડ્યા. આથી ભુવડની તમામ સેના અને મિહીર જીવ લઈને નાસી છૂટયાં.

**ભુવડની બીજી ચઢાઈ**—મિહીર હારીને પાછો આવ્યો તોપણ ભુવડ હિંમત હાર્યો નહિ. તેણે મિહીરને અને પાછા નાસી આવેલા લશ્કરને ધીરજ આપી. વળી બીજું નવું લશ્કર પણ એકઠું કર્યું. આ વખતે ભુવડ પોતે સેનાધિપતિ બન્યો અને પંચાસર પર ચઢી આવ્યો. દુશ્મનનું મોટું લશ્કર ધસી આવતું જાણીને જયશિખરે નગરના દરવાજા બંધ કરાવ્યા. આથી ભુવડે પંચાસરને ઘેરો ઘાલ્યો. કોટ આગળ બાવન દિવસ સુધી લડાઈ ચલાવી પરંતુ તેમાં ભુવડને ફતેહ મળી નહિ.

ભુવડ થાકયો ત્યારે તેણે ધન તથા રાજ્યની લાલચ આપીને સુરપાળને ફોડવાની યુક્તિ રચી પણ તેમાં તે ફાવ્યો નહિ, તોપણ હિંમત હાર્યો નહિ. છેવટે તેણે મરણીઆ થઈને ફરીને હલ્લો કર્યો. આ વખતે તેણે જયશિખરનું ઘણું લશ્કર કાપી નાખ્યું. તેજ વખતે સુરપાળે ભુવડના ભટ પટાવતને ઠાર માર્યો. તેવામાં ભુવડની ફોજ પશ્ચિમ તરફનો કિલ્લો તોડી પંચાસરમાં દાખલ થઈ. હવે જયશિખરે જીતની આશા છોડી દીધી.

આ વખતે તેણે પોતાના સાળા સુરપાળને બોલાવી કહ્યું કે 'જો તું મારો વંશ રાખવાને ઇચ્છતો હોય તો આ તારી ગર્ભવંતી બેનને કોઈ શહેરમાં કે વનમાં નિર્ભય જગાએ એકદમ મૂકી આવ.' સુરપાળ યુદ્ધ છોડીને જવાને નારાજ હતો, તોપણ વખત વિચારીને તે પોતાની બેનને વનમાં લઈ ગયો. તેને વનમાં રહેવાની સારી ગોઠવણ કરીને તે પાછો વળ્યો, પણ જયશિખરના મરણ પહેલાં તે ત્યાં પહોંચી શકયો નહિ.

**જયશિખરનું મરણ**—સુરપાળના ગયા પછી પંચાસરમાં ભારે યુદ્ધ જામ્યું. તેમાં જયશિખરનાં ઘણાં માણસો કપાઈ ગયાં.

છેવટે તેની પાસે માત્ર દસ યોદ્ધા રહ્યા હતા, તોપણ તેણે ત્રણ દિવસ સુધી લડાઈ ચલાવી. આખરે જયશિખરે મરણીઆ થઈ ભુવડ ઉપર ધસી જઈ તેની છાતીમાં લાત મારી. તેથી તે મૂર્છા ખાઈને હેઠે પડયો. એવામાં પાછળથી બે મલ્લોએ આવીને તરવાર વડે જયશિખરનું માથું કાપી નાખ્યું. એવું કહેવાય છે કે તેનું ધડ ત્રણ દિવસ સુધી ઝૂઝીને પડયું. આ રીતે ગુજરાતનો રાજા જયશિખર મરાયો. પછી ભુવડે નગરનો કબજો લીધો, અને તેના પરાક્રમથી ખૂશ થઈ તેને જ્યાં બાળ્યો હતો ત્યાં મહાદેવનું દહેરું બંધાવ્યું. ત્યારપછી ભુવડ પોતાની તરફનો એક સુબો નીમીને પોતાને દેશ ગયો.

## ૧૨. પટરાણી રૂપસુંદરી.

**વનનાં દુઃખો**—રાજા જયશિખરની રાણી રૂપસુંદરી રાજમહેલમાં મનગમતા વૈભવ ભોગવતી હતી. તેને આ વખતે વનનાં ફળફૂલ ખાઈને દિવસો ગુજારવા પડતા હતા. વનમાં રાણી સાથે તેની નણંદ વિમળા રહેતી હતી. તેને પણ ભુવડના માણસોએ કેદ પકડી. આથી રાણી એકલી પડી. હવે તેને ધીરજ આપનાર કોઈ સગું તેની પાસે રહ્યું નહોતું. તેનું પાલનપોષણ વનનાં ભીલભીલડીઓ કરતાં હતાં. આથી ગુજરાનની પીડા તો ટળી હતી, પરંતુ ભુવડના માણસો તેને શોધવા ફરતા હતા તે મોટું દુઃખ હતું. આ દુઃખમાંથી બચવા માટે તેને વારંવાર સંતાઈ જવું પડતું.

**વનરાજનો જન્મ**—વૈશાખ સુદ પુનમને દિવસે સૂર્યોદય વખતે રાણીને પેટે એક સુંદર બાળકનો જન્મ થયો. રાજપુત્રનો જન્મ વનમાં થયો, તેથી તેનું નામ વનરાજ પાડયું. નાનપણમાં લાડમાં તેને વનુભા પણ કહેતા. પોતાનાં દુઃખની દરકાર નહિ કરતાં રાણી

હોંસથી પુત્રનું જતન કરતી. જે પુત્ર રાજમહેલમાં પારણામાં ઝૂલતો



વગડામાં રૂપસુંદરી અને વનરાજને જૈન સાધુનો મેળાપ.

હોત તે આ સ્થળે ઝાડની ડાળીએ લટકાવેલી લુગડાની ઝોળીમાં ઝૂલતો હતો! તેવામાં શીલગુણસૂરિ નામના જૈન સાધુ ત્યાં થઈને જતા હતા. તેમની નજર તે પર પડી. તપાસ કરતાં તેમને માલમ પડયું કે એતો રાજા જયશિખરનો કુંવર છે. રાણીને પણ જતિએ ઓળખી, તેથી તે તેમને પોતાને અપાસરે લઈ ગયા. ત્યાં તેમણે બંનેની સારી

બરદાસ કરી. એનને પુત્ર જન્મ્યાના સમાચાર સાંભળીને સુરપાળ પણ તેમને શોધતો આવી મળ્યો હતો.

## ૧૩. વનરાજ ચાવડો.

**બાળપણની રમતો**—'પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય.' એ કહેવત પ્રમાણે વનરાજમાં નાનપણથીજ રાજા તરીકેનાં લક્ષણ નજરે પડતાં હતાં. હોળીના તહેવારોમાં પોતાના મહોલ્લાના છોકરાઓને એકઠા કરી તે તેમનો આગેવાન થતો, અને બીજા ફળીઆનાં છોકરાં સાથે લડવા જઈ તેમને હરાવતો.

**કેળવણી**—જુના વખતમાં તરવાર, ભાલો, તીરકામઠું, વગેરે હથિઆરો લડાઇમાં વપરાતાં હતાં. વનરાજ પોતાના મામા સુરપાળની મદદથી તે હથિઆરો સારી રીતે વાપરતાં શીખ્યો હતો. જયશિખરના મરણ પછી સુરપાર બહારવટે+ ફરતો હતો, તેથી મામા પાસેથી કેળવણી લીધા પછી તે પણ નાની ઉંમરથી બહારવટું કરવા લાગ્યો.

**મેળવેલી લૂટ**—ભુવડ રાજાએ ગુજરાતની ઉપજ પોતાની કુંવરી મીનલદેવીને આપી હતી. એ કુંવરીની વતી વહીવટ કરનાર અમલદારે પુષ્કળ દ્રવ્ય એકઠું કર્યું હતું. એ દ્રવ્ય લઈને કુંવરીનાં માણસો જતાં હતાં. તેમના પર ઓચિંતો હુમલો કરી વનરાજે તમામ દ્રવ્ય લૂટી લીધું; અને ઘણા માણસોને મારી નાખ્યા.

**શ્રીદેવી**—શ્રીદેવી જાતે વાણીઅણ હતી. તેણે વનરાજને ભોજન કરાવ્યું હતું, અને તેની સારી પરોણાચાકરી કરી હતી. આથી પ્રસન્ન થઈ વનરાજે તેને વચન આપ્યું હતું કે 'હું રાજગાદી પર બેસીશ ત્યારે તારી પાસે ભગિનીતિલક કરાવીશ.' આ વચન તેણે બરાબર પાળ્યું હતું.

---

+ રાજાનો કોઈ ભાયાત પોતાની જાગીર પાછી મેળવવા માટે રાજ્યમાં ચોરી, લૂટફાટ, વગેરે કરે તેને બહારવટું કહે છે, અને તેવું કામ કરનાર બહારવટીઓ કહેવાય છે.

**ચાંપો—ચાંપો** જાતે વાણીઓ હતો. તે ઘીનો વેપાર કરતો હતો. એક વખત તે ઘીનું કુલ્લું લઈ આવતો હતો. આ વખતે વનરાજ પોતાના બે સોબતીઓ સાથે કોઈ ઘીના વેપારીને લૂટવાના વિચારથી જંગલમાં ફરતો હતો. વનરાજે ચાંપાને રોક્યો એટલે તેણે પોતાની પાસે ત્રણ તીર રાખીને બાકીનાં બે ફેંકી દીધાં. વનરાજે તેમ કરવાનું કારણ પૂછ્યું. ચાંપાએ જવાબ આપ્યો કે ' તમે ત્રણ જણ છો એટલે ત્રણ બાણ બસ છે. ' તેના આવા જવાબથી નવાઈ પામી તેણે તેને બાણ મારવાની કળા બતાવવા કહ્યું, જે તેણે બતાવી. આથી વનરાજે ખૂશ થઈ તેને મિત્ર બનાવ્યો અને પોતાની પાસે રાખ્યો. વળી વચન આપ્યું કે ' જ્યારે હું રાજા થઈશ ત્યારે તને પ્રધાન બનાવીશ. ' આ વચન પણ તેણે પાળ્યું હતું.

**અણહીલ**—એ જાતનો ભરવાડ હતો. તેણે વનરાજને ઘણી મદદ કરી હતી. લડાઈનાં હથિઆર તે તેને લાવી આપતો અને સંકટ વખતે જંગલમાં ગુપ્ત રસ્તાઓ અને સંતાઈ જવાની જગાઓ બતાવતો. સુરપાળ મરણ પામ્યો હતો, પણ આ નવા મિત્રોની મદદથી વનરાજને તેની ખોટ જણાઈ નહિ. આ મિત્રોની મદદથી તેણે એક નાનું પણ બહાદુર લશ્કર ભેગું કર્યું હતું.

**ગુજરાતનો રાજા થયો**—વનરાજ પાસે જોઈતું લશ્કર ભેગું થયું એટલે તેણે ગુજરાતમાંથી ભુવડના અધિકારીઓને હાંકી કાઢ્યા, અને તેમને ઠેકાણે પોતાના અમલદારો નીમ્યા. પછી સરસ્વતી નદીને તીરે નવું શહેર વસાવી ત્યાં પોતાની રાજધાની કરી. આ નવા શહેરનું નામ પોતાના મિત્ર **અણહીલ** ભરવાડના નામ પરથી **અણહીલપુર પાટણ** પાડયું.

રાજગાદીએ બેસતી વખતે આપેલા વચન પ્રમાણે તેણે **શ્રીદેવી** પાસે ભગિનીતિલક કરાવ્યું, અને તેને સાત ગામ બક્ષીસ કર્યાં. ચાંપા વાણીઆને મુખ્ય પ્રધાન બનાવ્યો. જૈન સાધુ શીલગુણસૂરિને પણ

તે વીસરી ગયો નહોતો. પંચાસરમાં પારસનાથની જે મૂર્તિની તે પૂજા કરતો તે અણહીલપુરમાં આણીને એક દેવળ બંધાવી તેમાં તેની સ્થાપના કરી. તેનું નામ પંચાસરા પારસનાથ પાડયું. આ પારસનાથની મૂર્તિ સાથે વનરાજે પોતાની મૂર્તિ મુકાવેલી છે, તે હજુ પણ છે.

વનરાજ ૫૦ વર્ષની ઉંમરે ગાદીએ બેઠો હતો અને ૬૦ વર્ષ રાજ્ય ભોગવી ૧૧૦ વર્ષની ઉંમરે ઇ.સ. ૮૦૬માં મરણ પામ્યો.

## ૧૪. ન્યાયી યોગરાજ.

વનરાજ પછી તેનો કુંવર યોગરાજ ગુજરાતનો રાજા થયો. તેણે પોતાના બાપ પાસેથી મળેલા રાજ્યમાં અને ઉપજમાં વધારો કર્યો. તે યુદ્ધકળામાં પ્રવીણ હતો, અને તીર મારવામાં કુશળ હતો. વળી તે એટલું ભણેલો હતો કે તેણે એક ગ્રંથ બનાવ્યો હતો.

**અદલ ઇન્સાફ**—આ રાજાના વખતમાં કાઠિઆવાડમાં આવેલા પ્રભાસપાટણ બંદરે કેટલાંક પરદેશી વહાણ આવ્યાં હતાં. તેમાં વેપારનો કીમતી માલ ભરેલો હતો. આ વહાણો લૂટવાને રાજપુત્ર ક્ષેમરાજે પોતાના બાપને પૂછયું. બાપે ચોકખી ના કહી, છતાં ક્ષેમરાજે તે વહાણો પર હલ્લો કરીને તેમાંનો માલ લૂટી લીધો. આ વાત સાંભળીને રાજાને ઘણોજ ખેદ થયો. તેણે ક્ષેમરાજને અને તેની સાથે એ કામમાં સામેલ રહેલા તેના ભાઈઓને સખત ઠપકો આપ્યો. વળી કહ્યું કે 'આપણા પૂર્વજોએ આવાં કામ કરેલાં હોવાથી બીજા દેશોએ તેમને ચોર ગણીને ધિક્કારી કાઢયા છે. આ કલંક મેં ધોઈ નાખવા માંડયું હતું, પરંતુ તમારા લોભથી તે પાછું તાજું થયું છે.' કુંવરોને આ પ્રમાણે ઠપકો આપી પેલા વેપારીઓને તેમનો માલ પાછો અપાવ્યો.

એવું કહેવાય છે કે પરદેશમાં પોતાની અપકીર્તિ થએલી જાણીને પાછળથી તે ચિતા ભડકાવી બળી મુઓ હતો.

## ૧૫. સામંતસિંહ.

યોગરાજ પછી ચાર રાજાઓ થયા. તેમના વખતમાં જાણવા લાયક બનાવો બન્યા નથી. ચોથા રાજા રત્નાદિત્યના વખતમાં જય-શિખરને હરાવનાર ભુવડ રાજાના વંશના ભુવનાદિત્ય રાજાના ત્રણ કુંવરો રાજ, બીજ, અને દંડક સોમનાથની જાત્રા કરવા ગયા હતા. ત્યાંથી પાછા ફરતાં તેઓ પાટણમાં આવ્યા હતા. આ વખતે સામંતસિંહ યુવરાજ* હતો.

**મૂળરાજનો જન્મ**—એક વખત સામંતસિંહનો નોકર ઘોડી ફેરવવાને ગામ બહાર ગયો હતો. ત્યાં રાજ, બીજ, અને દંડકનો ભગવો વેશ જોઈને ઘોડી ભડકી. સ્વારે ઘોડીને ચાબુક મારી, એટલે બીજ જે અશ્વવિદ્યા સારી જાણતો હતો, તે બોલી ઉઠયો. ભાઇ, તારી ચાબુકના મારથી તેના પેટમાંના પંચકલ્યાણી× વછેરાની ડાબી આંખ ફુટી ગઈ છે! સ્વારે આ વાત ઘેર જઈને સામંતસિંહને કહી. તે નવાઈ પામી બોલ્યો, કે જો એ વાત ખરી પડશે તો હું બીજને મારી બેન લીલાદેવી પરણાવીશ. તેણે રાજ, બીજ, અને દંડકને પાટણમાં રાખ્યા. સમય પુરો થતાં બીજના કહેવા પ્રમાણે ઘોડીને ડાબી આંખ ફુટેલો પંચકલ્યાણી વછેરો અવતર્યો.

વચન પ્રમાણે લીલાદેવીને બીજ સાથે પરણાવવાને સામંત-સિંહ તૈયાર થયો, પણ બીજ એક આંખે કાણો હોવાથી તેણે પોતેજ પોતાના મોટા ભાઈ રાજ સાથે લીલાદેવીને પરણાવવાની ઇચ્છા જણાવી. આથી લીલાદેવીનું રાજ સાથે લગ્ન થયું. વખત જતાં લીલાદેવીને ગર્ભ રહ્યો, પરંતુ બાળકના જન્મ વખતે તે મરણ પથારીએ પડી. તેની જીવવાની આશા છોડી, એટલે શસ્ત્રવૈદોએ તેનું પેટ ચીરીને બાળકને કાઢી લીધો, તેથી તે બચી ગયો. આ વખતે મૂળ નક્ષત્ર હોવાથી તેનું નામ મૂળરાજ પાડયું.

---

* રાજાનો સૌથી મોટો કુંવર જે ગાદીનો વારસ હોય છે તે યુવરાજ કહેવાય.

× ચારે પગે અને કપાળે ધોળા વાળ હોય તેને પંચકલ્યાણી કહે છે.

**લાખાને હાથે રાજનું મરણ**—મૂળરાજ મોટો થયો એટલે તેને લઈને રાજ અને બીજ ફરતા ફરતા કચ્છના રાજા લાખા ફુલાણીના દરબારમાં જઈ ચઢ્યા. ત્યાં લાખાએ પોતાની બેન રાજ સાથે પરણાવી. પાછળથી લાખો અને રાજ લડયા. તેમાં લાખાએ રાજને મારી નાખ્યો. આથી બીજ મૂળરાજને લઈને પાટણમાં આવી રહ્યો. તે વખતે તેની ઉંમર ૧૧ વર્ષની હતી.

**મામાની ગાદી પર ભાણેજ**—મૂળરાજ મામાને ત્યાં રહી સારી રીતે ભણીને હોશિયાર થયો હતો. તેનો મામો સામંતસિંહ આળસુ, દારૂડીઓ, અને જુલમી હતો. પ્રજા તેનાથી કંટાળી ગઈ હતી. આથી ઉંમર લાયક થતાં મૂળરાજે રાજકારભારમાં માથું મારવા માંડયું. આ વાત અધિકારીઓને ગમી નહિ, પણ પ્રજા સુખી થઈ. તેણે ઘણા દેશો જીતીને મામાનું રાજ્ય વધાર્યું હતું. મામાએ ખૂશ થઈને દારૂની ઘેનમાં અનેક વખત મૂળરાજને રાજ્ય સોંપ્યું હતું, અને ઘેન ઉતરતાં પાછું લીધું હતું. એક વખત તો દારૂ પીને ચકચુર બનેલા મામાએ રાજસભા બોલાવી મૂળરાજને રાજ્યાભિષેક કર્યો. ઘેન ઉતર્યા પછી તેને ગાદી પરથી ઉડાડી મૂકવા માંડયો. આ વખતે તેણે સામા થઈ મામાને અને મોસાળ પક્ષમાંથી ગાદીનો દાવો કરનાર સર્વને મારી નાખ્યા. પછી પોતે ગુજરાતનો રાજા થયો. આ રીતે ચાવડા વંશનું રાજ્ય સોલંકી વંશમાં ગયું.

---

## ભાગ ૪થો.

---

## સોલંકી વંશના રાજાઓ.

---

### ૧૬. મૂળરાજ પહેલો.

આજથી લગભગ હજાર વર્ષ પહેલાં ચાવડા વંશના છેલ્લા રાજા સામંતસિંહ પાસેથી મૂળરાજે ગુજરાતનું રાજ્ય લઈ લીધું હતું.

તે સોલંકી વંશનો હોવાથી તેના વંશના રાજાઓ સોલંકી વંશના કહેવાયા. મોસાળ પક્ષમાંથી ગાદીનો દાવો કરનારને મારી નાખ્યા પછી મૂળરાજે શાન્તિમાં રાજ્ય કરવા ધાર્યું હતું, પરંતુ તેની એ ધારણા પાર પડી નહિ.

**અજમેર અને તેલંગણના રાજાની ચઢાઈઓ—**મૂળરાજ વગર હક્કે પાટણની ગાદીએ બેઠો, તેથી ઉત્તરેથી અજમેરનો રાજા અને દક્ષિણેથી તેલંગણના રાજાનો સરદાર બારપ, એ બંને સાથે ચઢી આવ્યા. બંને શત્રુની સામા થઈ શકાશે નહિ એમ ધારી મૂળરાજ કચ્છમાં આવેલા કંથકોટના કિલ્લામાં ભરાયો. તે ધારતો હતો કે ચોમાસાને લીધે અજમેરનો રાજા લડાઈનાં પૂરતાં સાધન મેળવી શકશે નહિ, એટલે કંટાળીને એની મેળે પાછો જશે. પછી બારપ એકલાને હરાવી શકાશે.

અજમેરનો રાજા મૂળરાજની ધારણા પ્રમાણે પાછો ગયો નહિ. તેણે તો જ્યાં મુકામ કર્યો હતો ત્યાંજ તે આખું ચોમાસું રહ્યો. નવરાત્રના તહેવારો પણ ત્યાંજ કર્યા. આથી મૂળરાજે પોતાના સામંતોને ભારે ઇનામો આપીને લડાઈ માટે તૈયારી કરી. પછી પોતે એકલો અજમેરના રાજાની છાવણીમાં ગયો, અને રાજાની પાસે જઈ ઉભો. મૂળરાજની હિંમત જોઈને અજમેરનો રાજા લડયા વગરજ પાછો ગયો. પછી બારપ પર હલ્લો કરી તેને હરાવી માર્યો, અને તેના ૧૮ હાથી તથા ૧૦,૦૦૦ ઘોડા લઈ લીધા. આથી તેનું બાકી રહેલું લશ્કર જીવ લઈને નાસી ગયું.

**ગ્રહરિપુને તાબે કર્યો—**ગ્રહરિપુ એ સોરઠનો રાજા હતો. તે પ્રભાસપાટણની જાત્રાએ જનારને લૂટતો હતો. મૂળરાજે જાત્રાળુઓનું દુઃખ મટાડવાને તેના પર ચઢાઈ કરી. ગ્રહરિપુની મદદે કચ્છનો રાજા લાખો વગેરે આવ્યા હતા. બંને વચ્ચે આટકોટ આગળ ભારે યુદ્ધ થયું. તેમાં ગ્રહરિપુ હાર્યો અને કેદ પકડાયો. પોતાના મિત્રને પકડાએલો જોઈને લાખો શત્રુના લશ્કરમાં ધસ્યો, પણ તેમાં

તે મરાયો. ગ્રહરિપુની સ્ત્રીએ શરણે આવી જીવતદાન માગવાથી તે બચ્યો, અને ખંડણી ભરવાની શરતે તેને તેનું રાજ્ય પાછું સોંપ્યું. આથી મૂળરાજ સોરઠ અને કચ્છનો રાજા થયો, અને લાખાએ તેના બાપને મારી નાખ્યો હતો તેનું વેર પણ લેવાયું.

**લાટ× દેશ ઉપર ચઢાઈ**—મૂળરાજે ગ્રહરિપુ તથા લાખાના રાજ્ય પર સત્તા બેસાડી તેથી બીજા ઘણા રાજાઓ તેને નમતા આવ્યા. તેઓએ તેને રથ, ઘોડા, સોનું, રત્ન, વગેરે ભેટ મોકલ્યાં. લાટ દેશના રાજાએ હાથી મોકલ્યો હતો, પરંતુ હાથીની પરીક્ષા કરવામાં પ્રવીણ પાટવી કુમાર ચામુંડે તેને ખોડવાળો જણાવ્યો અને કહ્યું કે 'જેની પાસે એ હાથી હોય તેનો એ નાશ કરાવે.' આથી રાજાએ તે હાથીને લાટ દેશ પાછો મોકલ્યો. પછી તેને સજા કરવાને ચામુંડને લશ્કર આપી મોકલ્યો. પાછળથી પોતે પણ ગયો. રસ્તામાં ખબર મળી કે ચામુંડે લાટેશને હરાવી માર્યો છે, તેથી બંને રાજધાની તરફ પાછા ફર્યા.

**રુદ્રમાળ**—મૂળરાજે પોતાના મામા તથા બીજાં સગાંને વિના અપરાધે મારી નાખ્યાં હતાં, તેથી ઘડપણમાં તેને ઘણોજ પસ્તાવો થયો. પોતે કરેલાં પાપમાંથી છૂટવાને તેણે ઘણાં ધર્મનાં સ્થાનક બંધાવ્યાં હતાં. સિદ્ધપુરમાં સરસ્વતી નદીને તીરે તેણે મહાદેવનું મોટું દેવાલય બંધાવ્યું હતું, તેને રુદ્રમાળ કહે છે. જ્યારે એ બંધાવ્યું ત્યારે તે સાત માળ ઉંચું, તદ્દન પત્થરથી બાંધેલું, અને ઉંચી જાતની કારીગરીવાળું હતું. હજારો બ્રાહ્મણો દેવાલયમાં બેસી પાઠપૂજા કરતા અને બ્રહ્મભોજન થતાં. રાજગાદી છોડયા પછી મૂળરાજે અહીંજ પ્રભુભક્તિમાં પોતાનો વખત કાઢયો હતો. હાલમાં તો આ મહાદેવાલયની નિશાની તરીકે ચારેક થાંભલા અને બેએક કમાન ખંડેર હાલતમાં નજરે પડે છે, તે પણ પડું પડું થઈ રહ્યાં છે!

---

× મહી અને તાપી નદીની વચ્ચેના પ્રદેશને તે વખતે લાટ દેશ કહેતા.

**ધર્મદાન**—મૂળરાજ ઘડપણમાં સિદ્ધપુરમાંજ રહેતો. અહીં રહીને તેણે બ્રાહ્મણોને ઘણાં દાન કર્યાં હતાં. વળી વધારે દાન કરવાના વિચારથી પરદેશથી બ્રાહ્મણોને તેડાવી સિદ્ધપુરમાં રાખ્યા હતા. ઉત્તરે કુરુક્ષેત્રથી આવેલા બ્રાહ્મણો **ઔદિચ્ય**, કનોજથી આવેલા કનોજીઆ, અને બંગાળાના ગૌડ પ્રાંતમાંથી આવેલા તે **શ્રીગોડ** કહેવાયા. રાજાએ ઔદિચ્ય બ્રાહ્મણોને સિદ્ધપુર, શ્રીગોડ બ્રાહ્મણોને ખંભાત, અને બીજા બ્રાહ્મણોને સિહોર, એ ગામો દાનમાં આપ્યાં હતાં.

---

## ૧૭. ભીમદેવ પહેલો અથવા ભીમ બાણાવળી.

મૂળરાજ પછી ગુજરાતની ગાદીએ ત્રણ રાજા થયા, પરંતુ તેમના વખતમાં કંઈ જાણવા લાયક બનાવો બન્યા નથી. તેમના પછી ચામુંડના ત્રીજા કુંવર નાગરાજનો કુંવર **ભીમ** રાજા થયો. રાજની લગામ હાથમાં આવતાંજ તેણે પ્રથમ ચોર તથા લુટારાને પકડી કેદ કર્યા, અને શાન્તિ ફેલાવી. આથી તમામ પ્રજા તેનાં વખાણ કરવા લાગી.

**સોમનાથ મહાદેવ**—કાઠિઆવાડની દક્ષિણે પ્રભાસપાટણમાં હાલ સોમનાથ મહાદેવનું એક નાનું દેવાલય છે. ત્યાં અગાઉ ઘણું મોટું પ્રાચીન દેવાલય હતું. આ દેવળનું શિખર ઘણું ઉંચું હતું. તેના ઉપર સોનાના કળશ ઝળહળી રહ્યા હતા, અને ભગવી ધજા ફર ફર ઊડતી હતી. દેવળને ૫૬ તો થાંભલા હતા. મૂર્તિની ઉંચાઈ પાંચ હાથ અને ફરતો ઘેરાવો ત્રણ હાથ હતો. મૂર્તિ પાસે દહેરામાં ૨૦૦ મણ સોનાની સાંકળ લટકાવેલી હતી, અને તે સાંકળને નાની મોટી અનેક ઘંટડીઓ લટકાવેલી હતી. દરવાજે સુખડનાં સુંદર કારીગરીવાળાં કમાડ હતાં. મહાદેવને સ્નાન કરાવવાને ગંગાનું પવિત્ર જળ દર રોજ આવતું. હજારો બ્રાહ્મણ પૂજા કરતા અને જાત્રાળુઓને પૂજા કરાવતા. દરેક ગ્રહણને દિવસે લગભગ એક લાખ હિંદુઓ જાત્રાર્થે ભેગા થતા; અને કીમતી ચીજો મહાદેવને ભેટ ધરતા. આથી મહાદેવમાં ઘણાં મૂલ્યવાન અને પાણીદાર રત્નો ભેગાં થયાં હતાં. આ દેવળનો મહંમૂદ ગીજનીએ નાશ કર્યો.

**મહંમૂદ ગીજની**—ગુજરાતમાં જે વખતે **ભીમદેવ** રાજા હતો તે વખતે અફઘાનિસ્તાનમાં મહંમૂદ ગીજની પાદશાહ હતો. તે ધર્માંધ અને દ્રવ્યનો લોભી હતો. નાનપણમાં તેણે હિંદની દોલત વિષે વાતો સાંભળી હતી. આથી તે ધન પોતાના દેશમાં લઈ જવાને અને હિંદુઓને મુસલમાન બનાવવાને તેણે હિંદ ઉપર નાની મોટી ૧૭ સવારીઓ કરી દેવાલયો તોડયાં, મૂર્તિઓ ભાંગી હિંદુઓને વટલાવ્યા, અને અઢળક ધન ગીજનીમાં લઈ ગયો.

**સોમનાથ ઉપર ચઢાઈ**—દેવળની દોલત લૂટવાના અને મૂર્તિનો નાશ કરી હિંદુઓને મુસલમાન બનાવવાના લોભમાં મહંમૂદે ઇ. સ. ૧૦૨૪માં સોમનાથ પર ચઢાઈ કરી. મુલતાનને રસ્તે થઈ ઓચિંતો તે અણહીલપુર તરફ ધસી આવ્યો. તેની સામે લડાઈની તૈયારી કરવા માટે **ભીમ** કંથકોટના કિલ્લામાં જઈ ભરાયો, તેથી મહંમૂદને અણહીલપુર કબજે કરતાં વાર લાગી નહિ. પછી તેણે સોમનાથને ઘેરો ઘાલ્યો. બે દિવસ સુધી ત્યાંના રહેવાસીઓએ અને કાઠી રાજાઓએ દહેરાનો બચાવ કર્યો. ત્રીજે દિવસે **ભીમદેવ** પણ તૈયારી કરીને આવી પહોંચ્યો, એટલે રજપુતોનું જોર વધ્યું. પરંતુ મહંમૂદે જાતે પોતાના લશ્કરને ઉશ્કેરીને શૂર ચઢાવ્યું. આથી તમામ અફઘાનો રજપુતો ઉપર તૂટી પડયા. તેમણે ઘણા રજપુતોને કતલ કર્યા. આથી મહંમૂદની જીત થઈ.

પછી મહંમૂદ દેવળમાં પેઠો. આ વખતે પૂજારીઓએ મૂર્તિને બચાવવા પુષ્કળ દ્રવ્ય આપવા માંડયું. પણ મહંમૂદે તેમને જવાબ આપ્યો કે ' હું મૂર્તિઓનો વેચનાર નથી પણ ખંડન કરનાર છું. ' એમ કહી લોઢાની ડાંગ વડે મૂર્તિના કકડા કર્યા. દેવળમાંથી સુલતાનને પુષ્કળ દ્રવ્ય મળ્યું. તે સઘળું તે ગીજની લઈ ગયો, અને તેમાંથી પોતાના સરદારોને ઇનામો આપ્યાં. દ્રવ્ય મળ્યું પરંતુ હિંદુઓને મુસલમાન બનાવવાની તેની ધારણા પાર ન પડી.

**સિંધ અને બુંદેલખંડ પર ચઢાઈઓ**—સિંધ અને ચેદી

અથવા બુંદેલખંડના રાજાઓને ભીમદેવ પોતાના દુશ્મન ગણતો હતો; કારણ કે તેઓ ભીમદેવને ધિક્કારતા હતા. આથી તેણે પ્રથમ સિંધના રાજા પર ચઢાઈ કરી તેને લડાઈમાં હરાવી કેદ પકડયો; પરંતુ તાબેદારી કબુલ કરવાથી તેને તેનું રાજ્ય પાછું સોંપ્યું.

ત્યારપછી ચેદીના રાજા કરણ પર ચઢાઈ કરી. તેણે ડરી જઈને ખંડણી આપવા કબુલ કર્યું તથા કીમતી ચીજોનું નજરાણું અને સોનાની પાલખી ભેટ આપ્યાં. આથી સંતોષ પામી ભીમ પાછો ફર્યો. ભીમે પાલખી સોમનાથ મહાદેવને ભેટ કરી.

**ભોજ સાથે લડાઈ**—ભીમદેવે જ્યારે સિંધ પર ચઢાઈ કરી ત્યારે માળવાના રાજા ભોજનો સરદાર કૂલચંદ્ર ગુજરાત ઉપર ચઢી આવ્યો. તે વેળા રાજકારભાર સાંતુ પ્રધાનના હાથમાં હતો. તેની પાસે બચાવ કરવાને પૂરતાં સાધન નહોતાં. આથી કૂલચંદ્રે અણહીલપુરમાં દાખલ થઈ લૂટ ચલાવી, અને જીતની નિશાની તરીકે રાજમહેલના દરવાજા પાસે કોડીઓ દટાવી તથા સાંતુ પ્રધાન પાસે જયપત્ર લખાવી તે પાછો ગયો. આ અપમાનનો બદલો વાળવાનો લાગ ભીમ શોધતો હતો. તેવામાં રાજા ભોજે તેલંગણ પર ચઢાઈ કરી. આથી ભીમે કહી તેવી શરતો કબુલ કરીને ભોજને સલાહ કરવી પડી.

**વિમળશા અને ઢુંઢુરાજ**—આબુના રાજા ઢુંઢુરાજે ભીમની તાબેદારી તજી દઈને ભોજ સાથે દોસ્તી કરી. આથી તેને વશ કરવાને ભીમે પોતાના સરદાર વિમળશાહને લશ્કર આપી મોકલ્યો. યુદ્ધમાં ઢુંઢુરાજ હારી ગયો તેથી તેણે આબુનું ચિત્રકૂટ શિખર તેને આપ્યું. અહીં વિમળશાહે આરસપહાણનાં સુંદર જૈન દહેરાં બંધાવ્યાં છે. તે દહેરાં દેલવાડાનાં દહેરાં કહેવાય છે.

દહેરાં બંધાવ્યાને લગભગ નવસો વર્ષ થયાં છે, છતાં તેની કોતરણી અને સુંદરતા જેવી ને તેવીજ છે. હજારો જૈનો જાત્રાર્થે અને ઘણા પરદેશી અને પરધર્મીઓ નિરીક્ષાર્થે ત્યાં જાય છે.

**વીસળદેવની ગુજરાત પર ચઢાઈ**—મહમૂદ ગીજનીના મરણ પછી હિંદના જે ભાગો મુસલમાનોએ જીત્યા હતા, તે પાછા લેવાને અને હિંદમાંથી મુસલમાનોને હાંકી કાઢવાને અજમેરના રાજા **વીસળદેવની** આગેવાની નીચે તમામ રજપુત રાજાઓએ સંપ કર્યો. તેમાં ગુજરાતનો રાજા **ભીમ** ભળ્યો નહિ. આથી મુસલમાનોને હરાવી હાંકી કાઢયા પછી પાછા ફરતાં **વીસળદેવે** ગુજરાત ઉપર સવારી કરી. **ભીમદેવ** લશ્કર લઈ સામો લડવા ગયો, પણ હાર્યો અને ઘવાયો. આથી લડાઈની જગાએ **વીસળનગર** વસાવવા દેવાનું કબુલ કરી તથા પુષ્કળ નજરાણું આપી સલાહ કરી. આ **વીસળનગરને** હાલ **વીસનગર** કહે છે અને તે કડી પ્રાંતમાં ગાયકવાડના તાબામાં છે.

**રાણીઓ અને રાજકુંવરો**—ભીમદેવને ત્રણ રાણીઓ હતી. તેમાંની ઉદયામતીએ અણહીલપુરમાં એક વાવ બંધાવી હતી, તે હજુ પણ રાણીની વાવ એ નામે પ્રસિદ્ધ છે. ભીમદેવને ક્ષેમરાજ, કરણ, અને મૂળરાજ એ ત્રણ કુંવરો હતા.

**રાજકુમાર મૂળરાજ અને ખેડુતો**—ભીમદેવના વખતમાં એક સાલ વરસાદ નહિ વરસવાથી કેટલાક ખેડુતો રાજાને મહેસુલનો ઠરાવેલો ભાગ આપી શકયા નહિ. આથી ગામના તલાટીએ તેમને રાજા પાસે રજુ કર્યા. રાજમહેલ પાસે તેઓ પોતાના દુઃખની વાતો કરતા હતા. તેવામાં રાજકુમાર મૂળરાજ ફરતો ફરતો ત્યાં આવી ચઢયો. પેલા ખેડુતોની વાતચીત પરથી તેને જણાયું કે તેમાંના કેટલાકના ઘરમાં તો એક ટંકનું પણ ખાવાનું નથી. આથી કુંવરની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં, અને કોઈ પણ રીતે તેણે ખેડુતોને છોડાવવાનો નિશ્ચય કર્યો. પછી તરતજ તેણે ઘોડા ઉપર બેસવાની પોતાની કળાથી રાજાને ખુશ કર્યો. રાજાએ ઇનામ માગવા કહ્યું, ત્યારે તેણે માગણી કરી કે પેલા ખેડુતોને છુટ આપો. રાજાએ તરત ખેડુતોને છુટા કર્યા, તેથી તેઓ ખુશી થતા ઘેર ગયા. ત્યારપછી ત્રીજે દિવસે મૂળરાજ મરણ પામ્યો.

બીજે વરસે સારો પાક થવાથી ખેડુતો બે વર્ષનો ભાગ રાજાને આપવા આવ્યા. રાજાએ ગયા વર્ષનો માફ કરેલો ભાગ લેવા ના પાડી, પણ ખેડુતોએ તે આપવાને ઘણો આગ્રહ કર્યો. આથી રાજાએ તેનો નિકાલ કરવાને પંચ નીમ્યું. પંચે ઠરાવ કર્યો, કે બંને વર્ષનો ભાગ રાજાએ લેવો, અને તે દ્રવ્ય મૂળરાજના પુણ્યાર્થે દેવાલય બંધાવવામાં વાપરવું. ધન્ય છે એવા રાજાઓને અને ખેડુતોને !

**તીર્થવાસ**—ઘરડપણમાં ઇશ્વિરભક્તિ કરવા માટે ભીમે પોતાના પાટવી કુંવર ક્ષેમરાજને રાજ્ય સોંપી તીર્થસ્થળમાં જઈ રહેવાનો પોતાનો વિચાર તેને જણાવ્યો. ક્ષેમરાજને રાજ્ય કરતાં પ્રભુભક્તિ વધારે પસંદ પડવાથી તેણે રાજ્ય લેવા ના પાડી. આથી બીજા પુત્ર કરણને રાજ્ય સોંપી પોતે તીર્થસ્થળમાં જઈ રહ્યો.

---

## ૧૮. કરણ.

**મીનલદેવી સાથે લગ્ન**—કર્ણાટકના રાજા જયકેશીની કુંવરી મીનલદેવી સાથે કરણ પરણ્યો હતો. કરણે કન્યાને પ્રથમ જોઈ નહોતી; પણ કન્યાએ પોતેજ પોતાને હાથે ચીતરેલી છબી ભાટ સાથે મોકલેલી જોઈ તેની સાથે લગ્ન કર્યું હતું. છબીમાં તેણે પોતાને ઘણીજ સ્વરૂપવાન ચીતરીને રાજાને ભૂલથાપ ખવરાવી હતી. લગ્ન પછી રાજાએ તેને જોઈ, ત્યારે તેણે જાણ્યું કે તેનામાં રૂપ તો કંઈજ નથી. આથી ઘણા દહાડા સુધી તો તેણે તેનું મોં પણ જોયું નહિ. વખત જતાં રાજાના જાણવામાં આવ્યું કે તેનામાં રૂપ તો નથી, પણ સદ્‌ગુણ ઘણા છે. આથી રાણી સાથે પ્રીતિ બંધાઈ. રાણી શેતરંજ રમવામાં હોશિયાર હતી, અને રાજાને પણ એ રમતનો શોખ હતો તેથી પ્રીતિમાં વધારો થયો. આ રાણીને પેટે સિદ્ધરાજનો જન્મ પાલણપુરમાં થયો હતો.

**લુટારાનો નાશ**—મહી નદીને કિનારે વસતા મેવાસી લોકો લુટારાનો ધંધો કરી રૈયતને હેરાન કરતા હતા. કરણે તેમને વશ કર્યા. ધંધુકામાં ધનમેર નામનો એક કોળી સરદાર હતો, તેની પાસે

આઠ હાથીની સમૃદ્ધિ હતી. કરણે તેને પણ વશ કર્યો. વળી હાલ **અમદાવાદ** પાસે **અસારવા** ગામ છે, ત્યાં **આશા** ભીલ નામનો સરદાર વસતો હતો. તેની પાસે એક લાખ લુટારા હતા. કરણે તેના પર ઓચિંતો હલ્લો કરીને તેને ઠેર માર્યો. આથી બીજા લુટારાઓ શાન્ત બની ગયા.

**લોકોપયોગી કામો**—કરણના વખતમાં બીજાં રાજ્યો સાથે લડાઈઓ નહિ થવાથી રાજ્યનું દ્રવ્ય રૈયતને ઉપયોગી થાય તેવાં બાંધકામોમાં ખરચાયું. **પાટણ**માં તેણે કરણમેરૂ નામનું દેવળ બંધાવ્યું હતું. **સાબરમતી** નદીના કાંઠા ઉપર કરણાવતી* નગર વસાવ્યું હતું; અને તેમાં તળાવ, વાવ, કુવા, અને બાગબગીચા બંધાવ્યાં હતાં. મોઢેરા ગામમાં કરણસાગર તળાવ અને કેટલાંક દેવાલય બંધાવ્યાં હતાં. વળી **ગીરનાર** ઉપર એક દેવળ બંધાવ્યું હતું, તે આજ પણ તેના નામ ઉપરથી કરણવિહાર કહેવાય છે.

## ૧૯. સિદ્ધરાજ જયસિંહ.

**દેખાવ**—સિદ્ધરાજ શરીરે કદાવર હતો. તેના હાથના પોંચા આંગળીઓથી કાંડા સુધી શામળા રંગે હતા; અને બાકીના આખા શરીરનો રંગ ઉજળો હતો.

**રાજ્યાભિષેક**—સિદ્ધરાજ ત્રણેક વર્ષનો થયો ત્યારે રમતાં રમતાં પોતાની મેળે રાજગાદી પર ચઢી બેઠો. આ વખતે શુભ મહુરત હોવાનું જોશીઓએ જણાવ્યાથી કરણ રાજાએ તેજ વખતે સિદ્ધરાજનો રાજ્યાભિષેક કર્યો. તેને ગાદીએ બેસાડયા પછી કરણ થોડા વખતમાં મરણ પામ્યો.

**મદનપાળનો ત્રાસ**—સિદ્ધરાજ નાનો હોવાથી રાજસત્તા તેના મામા મદનપાળના હાથમાં હતી. તે પ્રજા પર ઘણો જુલમ કરતો હતો; તેથી લોકો ત્રાસી ગયા હતા. થોડા વખતમાં સાંતુ

---

*** આ નગરનાં ખંડેર હાલ અમદાવાદની દક્ષિણે રણમુક્તેશ્વર મહાદેવના દહેરા પાસે જોવામાં આવે છે.**

નામના પ્રધાને તેનાજ સિપાઈઓ પાસે તેને મારી નંખાવ્યો. ત્યાર-પછી રાજસત્તા **મીનલદેવીએ** પોતાના હાથમાં લીધી.

**મીનલદેવીનો રાજકારભાર**—પોતાના અમલમાં તેણે સાંતુ, ઉદયન, અને મુંજાલ, એ ત્રણ પ્રધાનોની સહાયતાથી ઘણી સારી રીતે કારભાર ચલાવ્યો. તેણે પોતાના કારભાર દરમિઆન **વીરમ-ગામમાં મુનસર** અને **ધોળકામાં મલાવ** તળાવ બંધાવ્યાં હતાં.

**મલાવ** તળાવ વિષે એવી વાત ચાલે છે, કે જે સ્થળે તળાવ બંધાવવાનું નક્કી કર્યું, ત્યાં એક બાઈનું ઘર હતું. તે બાઈએ તળાવ માટે પોતાના ઘરની જગા આપવાને ના પાડી. રાણીએ ધાર્યું હોત તો તે તેની પાસેથી બળાત્કારે લઈ શકત. પરંતુ રૈયતની કોઈ પણ પ્રકારે લાગણી દુખાય તે ઠીક નહિ લાગવાથી રાણીએ તેમ કર્યું નહિ, અને તળાવ વાંકું બંધાવ્યું. આ બનાવથી અત્યારે પણ લોકોમાં કહેવાય છે કે **'ન્યાય જોવો હોય તો જુઓ મલાવ તળાવ.'**

**સોમનાથનો જાત્રાવેરો માફ કર્યો**—સિદ્ધરાજ પાકી ઉંમર-નો થયો એટલે તેને રાજસત્તા સોંપી **મીનલદેવી** સોમનાથની જાત્રાએ નીકળી. રસ્તામાં *ભોલાદ ગામ આગળ આવતાં તેના જાણવામાં આવ્યું કે આ સ્થળે જે જાત્રાળુઓ કર આપી શકતા નથી તેમને જાત્રા કર્યા સિવાય નિરાશ થઈ પાછા જવું પડે છે. આથી રાણીએ જાત્રાળુઓનું દુઃખ મટાડવા તે કર માફ કરવા સિદ્ધરાજ પાસે માગણી કરી. સિદ્ધરાજે જાત્રાળુ વેરાના ૭૨ લાખ રૂપીઆ જતા કરી પોતાની માતાના વચન ખાતર તે કર માફ કર્યો.

**માળવા પર ચઢાઈ**—સિદ્ધરાજ સોમનાથની જાત્રાએ ગયો હતો તે વખતે માળવાના રાજા **યશોવર્માએ અણહીલપુર** ઉપર ચઢાઈ કરી. આ વખતે પ્રધાન **સાંતુએ** શત્રુને ધન આપી પાછો કાઢયો. આ વાત જાણતાંજ સિદ્ધરાજ ક્રોધે ભરાયો. તેણે તરતજ

---

* આ ગામે જ્યાં જાત્રાવેરો લેવાતો તે જગા હાલ પણ દાણીનો આરો એ નામથી ઓળખાય છે. તે ગામ ધોળકાથી ૨૦ માઇલ દૂર આવેલું છે.

માળવા પર ચઢાઈ કરી. માળવાની રાજધાની ધારાનગરીને બાર વર્ષ સુધી ઘેરા ઘાલીને તે પડી રહ્યો, પણ ફાવ્યો નહિ. તેવામાં તેને ખબર મળી કે દક્ષિણ દરવાજેથી હલ્લો કરવામાં આવે તો ફાવી શકાય તેમ છે. આથી પોતાના હાથી પાસે દરવાજાને ધક્કો મરાવી તે તોડી પોતે ધારાનગરીમાં દાખલ થયો. યશોવર્મા બહાદુરીથી લડયો પણ છેવટે કેદ પકડાયો. સિદ્ધરાજે તેને લાકડાના પાંજરામાં પૂરી પોતાના લશ્કર સાથે ફેરવ્યો, અને માળવા દેશ તાબે કર્યો.

**રાણકદેવી**—સિંધના શેરપરા નામના રાજાએ પોતાની રાણકદેવી નામે કન્યાને જોશીઓના કહેવાથી જંગલમાં તજી દીધી હતી. તે કન્યાને એક કુંભારે ઉછેરી મોટી કરી હતી. તે કુંભાર જુનાગઢ પાસે મજેવડી ગામમાં આવી રહેતો હતો. રાણકદેવી અતિશય રૂપાળી કન્યા હોવાની વાત ભાટોએ સિદ્ધરાજને કહી. આથી તે કન્યા સાથે પરણવાનો નિશ્ચય કરી કુંભાર પાસે કન્યાની માગણી કરી. કુંભારે હા પાડવાથી વિવાહ પણ થયો. પરંતુ લગ્ન થતા પહેલાં જુનાગઢનો રાજા રા'ખેંગાર બળાત્કારે તેને પરણી લઈ ગયો.

**જુનાગઢ પર ચઢાઈ**—પોતાની સાથે વિવાહ થએલી કન્યાને રા'ખેંગાર પરણી લઈ ગયો, તેથી સિદ્ધરાજને અતિશય ક્રોધ ચઢયો. તેણે તરતજ જુનાગઢ પર ચઢાઈ કરી. બાર વર્ષ સુધી ઘેરા રાખી લઢાઈ કરી, પણ જીત થઈ નહિ. છેવટે રા'ખેંગારના ભાણેજ દેકલ અને વિહલ સિદ્ધરાજને મળી ગયા. તેમણે દરવાજા ઉઘાડી સિદ્ધરાજના સૈનિકોને ગઢમાં દાખલ કર્યા. બંને વચ્ચે ભારે યુદ્ધ થયું, તેમાં રા'ખેંગાર મરાયો. પછી તેનું રાજ્ય પોતાના રાજ્ય સાથે જોડી દીધું, અને ત્યાં કારભાર કરવા સજ્જન નામના સુભટને નીમ્યો.

જુનાગઢ જીતાયું તોપણ સિદ્ધરાજની ઇચ્છા પાર પડી નહિ; કારણ કે રાણકદેવીએ ફરીને પરણવાની ના પાડી. આથી ગુસ્સે થઈ રાજાએ તેના નાના બાળકને મારી નાખ્યો, તોપણ તે ડગી નહિ. પછી રાણકદેવીને લઈ તે પાછો ફર્યો. રસ્તામાં પોતાની સાથે લગ્ન

કરવાને રાજાએ તેને ઘણુંએ સમજાવી, પણ તેણે માન્યું નહિ. આથી રાજાએ બીજા બાળકને પણ મારી નાખ્યો. એટલે રસ્તામાંજ તે વઢવાણ આગળ સતી થઈ. આથી રાજા નિરાશ થયો. ધન્ય છે, આવી એક પતિવ્રત પાળનાર સાધ્વી સ્ત્રીને!

**બર્બરને વશ કર્યો**—હાલ કાઠિઆવાડમાં બાબરીઆવાડ પ્રાંત છે. ત્યાં અગાઉ બર્બર નામે સરદાર હતો. તે સિદ્ધપુરના બ્રાહ્મણોને ત્રાસ આપતો હતો. તેને તાબે કરવા સિદ્ધરાજે લશ્કર મોકલ્યું, પણ તે હારી પાછું આવ્યું. આથી સિદ્ધરાજે જાતે જઈ તેની સાથે યુદ્ધ કરી તેને હરાવી કેદ કર્યો. બર્બરની સ્ત્રીએ પ્રાર્થના કરી ખાતરી આપી કે હવેથી તે દુરાચાર તજી સારે માર્ગે ચાલશે અને તમારો દાસ થઈ રહેશે, ત્યારે તેને છોડયો. આ બર્બરે સિદ્ધ-રાજને ઘણી લડાઈઓમાં અને લોકોપયોગી સ્થાનકો બાંધવામાં ઘણી મદદ કરી હતી.

**મદનવર્મા સાથે મિત્રતા**—ધારાનગરીથી પાછા આવતાં સિદ્ધરાજે પાટણ પાસે સીમમાં મુકામ કર્યો હતો. ત્યાં કોઈ પર-દેશી ભાટે આવીને બુંદેલખંડના રાજા મદનવર્માનાં અતિશય વખાણ કર્યાં. બીજા રાજાનાં વખાણ તે સાંખી શક્યો નહિ, તેથી તેણે તરત-જ બુંદેલખંડ પર ચઢાઈ કરી. રાજનગરથી આઠ કોસ છેટે પડાવ નાખી મંત્રી સાથે રાજાને તાબે થવા કહેવરાવ્યું. મંત્રીનું કહેવું સાંભળી-ને તે હસીને બોલ્યો કે બાર વર્ષ સુધી યુદ્ધ કરવાને ધારાનગરીમાં પડી રહ્યો હતો તેજ સિદ્ધરાજ કે? જાઓ તમે જઈને તેને કહો કે 'જો તમે અમારો દેશ જીતવા આવ્યા હો તો અમે લડવા તૈયાર છીએ, પરંતુ પૈસાના ભૂખ્યા હશો તો તે તમને મળશે.' આથી સિદ્ધરાજે ૯૬ કરોડ સોનૈયા માગ્યા. તે મંત્રીએ તરત ગણી આપ્યા. પછી સિદ્ધરાજે મદનવર્માને મળવાની ઇચ્છા જણાવી, તેથી તેણે સિદ્ધરાજને તેડાવ્યો. તેના વૈભવથી અને મેમાનગીરીથી સિદ્ધરાજ અંજાઈ ગયો, અને તેની સાથે દોસ્તી કરી.

**સહસ્રલિંગ તળાવ અને જસમા ઓડણ**—સિદ્ધરાજે પાટણમાં એક તળાવ બંધાવ્યું હતું. તે તળાવની વચ્ચે મહાદેવનું એક મોટું દેવાલય અને પાળ પર ચોમેર મહાદેવની નાની નાની હજાર દહેરીઓ હતી. આથી તેનું નામ સહસ્રલિંગ પાડયું હતું.

આ તળાવ ખોદાવ્યું ત્યારે માળવાથી ઘણા ઓડ મજુરી માટે આવેલા હતા. તેમાં જસમા નામે એક ઓડણ હતી તે ઘણીજ સ્વરૂપવાન હતી. સિદ્ધરાજે પોતાની સાથે લગ્ન કરવા તેને ઘણી ઘણી લાલચો આપી સમજાવી. છતાં જસમા એક પતિવ્રતા સ્ત્રી હતી તેથી તેણે રાજાનું કહેવું કાને ધર્યું નહિ. આથી રાજાએ તેને જોરજુલમથી કબજે કરવાનો વિચાર કર્યો. આ વાત ઓડ લોકોના જાણવામાં આવવાથી તેઓ રાતોરાત નાસી છૂટયા. સિદ્ધરાજે પાછળ પડી તેમને પકડયા. આથી ઓડ લોકો સામા થઈ લડી કપાઈ મુઆ. તેમાં જસમાનો ધણી પણ મરાયો. જસમા પોતાના ધણીની પાછળ સતી થઈ, પરંતુ સિદ્ધરાજના હાથમાં આવી નહિ. તેણે મરતી વખતે શાપ દીધો કે 'જા તારા તળાવમાં પાણી રહેશે નહિ.' હાલ પાટણમાં આ તળાવ તથા દહેરાંનાં ખંડેર નજરે પડે છે, અને તળાવની જગાએ ખેતરો જોવામાં આવે છે.

**બાંધકામો**—સિદ્ધરાજ પોતાના પૂર્વજોની પેઠે શૈવ ધર્મ પાળતો હતો. મૂળરાજે બંધાવેલું રુદ્રમાળનું દહેરૂં તેણે સુધરાવ્યું હતું, અને એ કામની યાદગીરીમાં શ્રીસ્થળનું નામ તેણે સિદ્ધપુર પાડયું હતું. બાંધકામો બંધાવવા માટે સિદ્ધરાજ એટલો બધો જાણીતો થયો છે કે ગુજરાતમાંનું દરેક પ્રાચીન બાંધકામ તેણે બંધાવેલું હોવાનું લોકો કહે છે. ડભોઈનો કિલ્લો, કપડવણજનો કુંડ, પાટણની રાણીની વાવ, વગેરે સિદ્ધરાજે બંધાવેલાં હોવાની દંતકથા ચાલે છે.

**પ્રજાપ્રેમ**—સિદ્ધરાજ પોતાના દરબારમાં પંડિતોને બોલાવતો અને વાદવિવાદ કરાવતો. વાદમાં જીતે તેને ઇનામો આપતો. ધર્મની

બાબતમાં કોઈની લાગણી દુખાય નહિ તેવી રીતે તે વર્તતો. હેમાચાર્ય પંડિત જૈન હોવા છતાં રાજા તેમને વિદ્વાન તરીકે માન આપતો.

પોતાની પ્રજા સુખી છે કે દુઃખી તે જાણવાને રાતે છુપા વેશમાં રાજા ફરવા નીકળતો, અને પ્રજાનું દુઃખ મટાડવાને પયત્ન કરતો.

**જગદેવ પરમાર**—ધારાનગરીના રાજા ઉદયાદિત્યને જગદેવ નામે કુંવર હતો. તે વીરમતી નામે બહાદુર કન્યા સાથે પરણ્યો હતો. જગદેવ પોતાની ઓરમાન માતાથી કંટાળી અને બાપથી રિસાઈને કોઈ મોટા રાજ્યની નોકરી શોધવા નીકળ્યો હતો. તે વખતે તેની ઉંમર ૧૭ વર્ષની અને વીરમતીની ઉંમર ૧૫ વર્ષની હતી. આ વખતે ઘણા રાજકુમારો સિદ્ધરાજના રાજ્યમાં નોકરી કરતા હતા; તેથી પોતાને પણ ત્યાં સારી નોકરી મળશે એવી આશામાં બંને **પાટણ** જવા નીકળ્યાં. રસ્તામાં મહા વિકરાળ વાઘ અને વાઘણ રહેતાં હતાં. તેઓ ઘુરકતાં તેમની સામે આવ્યાં. જગદેવે વાઘને તો માર્યો, પરંતુ વાઘણને મારતાં નિશાન છટકી ગયું, તેથી તે એકદમ તેના પર ધસી આવી. તેનો શૂરવીર રજપુતાણી વીરમતીએ એક ઝટકે પ્રાણ લીધો. પછી તેઓ **પાટણ** ગયાં. અહીં સિદ્ધરાજે તેની બહાદુરી અને પરાક્રમ વગેરે ગુણોની પરીક્ષા કરીને તેને દર રોજનો એક હજાર રૂપીઆનો પગાર કરી આપી પોતાનો અંગરક્ષક ઠરાવ્યો.

આ જગદેવે સિદ્ધરાજને ઘણા દેશો જીતવામાં મદદ કરી હતી. વળી કેટલીક વાર પોતાનો જીવ જોખમમાં નાખીને તેને મરતો પણ બચાવ્યો હતો. લાંબી મુદત સુધી નોકરી કર્યા પછી તે પોતાના દેશમાં ગયો. ત્યાં તેના બાપે ખુશ થઈને તેને રાજગાદી સોંપી.



## ૨૦. કુમારપાળનો વંશ.




**ભી**મદેવ ૧લાને બકુલાદેવી નામની રાખના પેટનો ક્ષેમરાજ નામનો પુત્ર હતો. ક્ષેમરાજને દેવપ્રસાદ નામે પુત્ર હતો. દેવપ્રસાદનો પુત્ર ત્રિભુવનપાળ, અને ત્રિભુવનપાળને કાશ્મીરાદેવી નામની રાણીને પેટે ત્રણ કુંવર અને બે કુંવરીઓ થયાં હતાં. કુવરોનાં નામ મહીપાળ, કીર્તિપાળ, અને કુમારપાળ, તથા કુંવરીઓનાં નામ પ્રેમલદેવી અને દેવલદેવી હતાં. પ્રેમલદેવી કાનદેવ નામના સિદ્ધરાજના સામંત સાથે પરણાવી હતી, અને દેવલદેવી સાંભરના રાજા અર્ણોરાજ સાથે પરણાવી હતી.

સિદ્ધરાજે જાત્રાઓ કરી, પુણ્યદાન કર્યાં, પ્રાર્થનાઓ કરાવી; પરંતુ તેને પુત્ર થયો નહિ. આથી તેના પછી ભીમદેવ ૧લાના પ્રપૌત્ર ત્રિભુવનપાળના વંશમાં ગાદી ગઈ.

---

## ૨૧. કુમારપાળ.

**નાસી છૂટવું**—એક સમયે હેમાચાર્યે અને બીજા કેટલાક જોશીઓએ સિદ્ધરાજને કહ્યું, કે 'તમારે પુત્ર થશે નહિ, અને તમારી પછી કુમારપાળ ગાદીએ બેસશે. વળી તે જગપ્રસિદ્ધ રાજા થશે.'

આ વાત સિદ્ધરાજને ગમી નહિ; કારણ કે તે હલકા કુળનો હતો. આથી તેણે કુમારપાળને તથા તેના કુટુંબને મારી નંખાવવાનો વિચાર કર્યો. તેણે ત્રિભુવનપાળને તો મારી પણ નંખાવ્યો; પરંતુ કુમારપાળ જટાધારીના વેશમાં નાસી છૂટવાથી બચ્યો.

**સંકટમાં મળેલી મદદ**--કુમારપાળ નાસી છૂટવાથી સિદ્ધરાજે તેને શોધવા સિપાઈઓ દોડાવ્યા. સિપાઈઓ લગભગ પાસે આવી પહોંચવાથી રસ્તામાં **ભીમસિંહ** અને બીજા ખેડુતો ખેતરની વાડને કાંટા ઝીંટતા હતા, તેમની મદદ માગી. તેમણે તેને કાંટાના ઢગલામાં સંતાડયો. સિપાઈઓ ગયા પછી ખેડુતોનો ઉપકાર માની તથા વખત આવે બદલો વાળવાનું વચન આપી તે ત્યાંથી વિદાય થયો.

ત્યાંથી આગળ ચાલતાં થાક લાગવાથી તે એક ઝાડની છાયામાં બેઠો હતો. ત્યાં એક ઉંદર દરમાંથી સોના મહોરો કાઢીને બહાર મૂકતો તેના જોવામાં આવ્યો. તેણે તે બધી મહોરો લઈ લીધી. આથી ઉંદર માથું પછાડી મરણ પામ્યો. મુસાફરી માટે આવી રીતે અણધાર્યું દ્રવ્ય મળવાથી સારા શુકન થયા જાણી કુમારપાળે ચાલવા માંડયું. રસ્તામાં એક શેઠની **દેવશ્રી** નામે પુત્રી પોતાને સાસરેથી પિએર જતી હતી તેની સોબત થઈ. બાઈએ તેને મોટા માણસ જાણીને પોતાની ગાડીમાં બેસાડયો, અને ખાવાનું આપ્યું. કુમારપાળે તેને બેન તરીકે ગણવા વચન આપ્યું.

ત્યાંથી દેથળીમાં પોતાના કુટુંબને મળવા જતાં ઘેરાયો. અહીં **સજ્જન** કુંભારે તેને ભઠ્ઠીમાં સંતાડયો. લશ્કર તેની તપાસ કરીને ગયા પછી કુંભારે બહાર કાઢી ખાવાનું આપ્યું. પછી વોસિરિ નામના બ્રાહ્મણ મિત્રની સહાયથી પોતાના કુટુંબને ઉજ્જનમાં મૂકી તે ખંભાત ગયો, અને હેમાચાર્યને મળ્યો. હેમાચાર્યે તેને કહ્યું કે સંવત ૧૧૯૯ના માગસર વદિ ૪ ને રવિવારે ત્રીજે પહોરે તમને રાજ્ય મળશે. આથી તેણે હેમાચાર્યનો આભાર માન્યો, અને વચન આપ્યું કે જો તમારૂં કહેવું સાચું પડશે તો હું આપનો જૈન ધર્મ પાળીશ.

ખંભાતમાં તેને ખબર પડી કે પોતાને શોધવા સિપાઈઓ આવી પહોંચ્યા છે, તેથી તે ત્યાંથી નાઠો અને વડોદરા આવ્યો. અહીં તેને કકડીને ભૂખ લાગી હતી, તેથી કટુક નામના વાણીઆ પાસે શેકેલા ચણા માગ્યા. વાણીઆએ તેનો દેખાવ જોઈને ઉધાર ચણા આપ્યા, અને કહ્યું કે તમને મળે ત્યારે પૈસા આપજો.

વડોદરાથી તે ભરૂચ ગયો. ત્યાં એક શકુનિકે તેને કહ્યું કે તમે થોડા વખતમાં રાજા થશો. અહીં તેણે પોતાની જટા મુંડાવી નાખી. ત્યાંથી ફરતાં ફરતાં પોતાના કુટુંબ સાથે સિદ્ધપુર આવ્યો, અને પછી એકલો પોતાના બનેવી કાનદેવને મળ્યો. તે પછી ખ્રી. સ. ૧૧૪૩માં સિદ્ધરાજ મરણ પામ્યો એટલે તેને શાન્તિ વળી.

## ૨૨. કુમારપાળ. (ચાલુ.)

**રાજ્યપ્રાપ્તિ**—સિદ્ધરાજના મરણ પછી સામંતોએ મહીપાળ અને કીર્તિપાળને રાજ્ય કરવાને નાલાયક ઠરાવી કુમારપાળને ગાદીએ બેસાડયો. ગાદી અપાવવામાં તેના બનેવી કાનદેવે પણ સારી મદદ કરી હતી. રાજ્યાભિષેક વખતે તેની ઉંમર ૫૦ વર્ષની હતી.

**ઉપકારનો બદલો**—કુમારપાળે ગાદીએ બેઠા પછી ખંભાતમાં પોતાને મદદ કરનાર ઉદયન મંત્રીને પ્રધાન બનાવ્યો, અને તેના પુત્ર વાગભટને નાયબ દિવાનની પદવી આપી. સજ્જન કુંભારને ચિત્રકૂટ (ચિતોડ)નો સ્વામી બનાવ્યો. ભીમસિંહ ખેડુતને અંગરક્ષકમાં દાખલ કર્યો. દેવશ્રી પાસે રાજતિલક કરાવી તેને ધોળકા ગામ આપ્યું. ચણા આપનાર કટુક વાણીઆને વડોદરાનો ઇનામદાર બનાવ્યો. વોસિરિ બ્રાહ્મણ મિત્રને લાટ દેશનો હાકેમ નીમ્યો. આ પ્રમાણે તેણે સર્વ ઉપકારીઓને સંભારી તેમણે કરેલા ઉપકારનો બદલો વાળ્યો.

**જુના ખટપટી પ્રધાનોનો નાશ**—કાનદેવે ગાદી અપાવવામાં કુમારપાળને મદદ કરેલી તે વાતનું અભિમાન રાખી તે રાજાનું ભરી સભામાં અપમાન કરતો. તેમ નહિ કરવા સમજાવ્યા છતાં નહિ

માનવાથી કુમારપાળે તેને મારી નંખાવ્યો. કુમારપાળ ઘણો અનુભવી અને બાહોશ હોવાથી જુના પ્રધાનોની સત્તા જતી રહી. આથી તેમણે રાજાને મરાવી પોતાની મરજી પ્રમાણે ચાલે તેવા રાજાને ગાદીએ બેસાડવા કાવતરાં કરવા માંડયાં. આ વાતની કુમારપાળને ખબર પડવાથી તેણે ખટપટીઆઓને મારી નંખાવ્યા.

**સાંભરના રાજા અર્ણોરાજની હાર**—ઉદયન મંત્રીનો બીજો પુત્ર આહડ સાંભરના રાજા અર્ણોરાજની નોકરીમાં હતો. કુમારપાળથી કંટાળેલા સામંતો લડાઈ વખતે પોતાના પક્ષમાં આવે તેવી ગોઠવણ કરી આહડે અર્ણોરાજ પાસે ગુજરાત પર ચઢાઈ કરાવી. કુમારપાળ મોટી સેના સાથે તેની સામે લડવા ગયો. લડાઈ વખતે કપટ માલમ પડવાથી ગુસ્સે થઈ અર્ણોરાજ સાથે જાતોજાત લડવા માટે કુમારપાળે પોતાના હાથીને તે તરફ હંકાવ્યો. તે વખતે આહડે કુમારપાળને મારવા તેના હાથી પર કુદકો માર્યો, પણ તે નીચે પડયો અને મરાયો. અર્ણોરાજને પણ તીર વાગવાથી તે લોહીલોહાણ થઈ ગયો. પછી બીજા સૈનિકોએ શત્રુના લશ્કર પર તૂટી પડી તેને નસાડી મૂક્યું.

**માળવા તાબે કર્યું**—કુમારપાળ અર્ણોરાજ સાથે લડવામાં રોકાયો હતો તે વખતે તેણે વિજય અને કૃષ્ણ નામના બે સામંતોને માળવા જીતવા મોકલ્યા હતા. તેઓ માળવાના રાજાને મળી ગયા. પછી ત્રણેએ મળી અણહીલપુર ઉપર હલ્લો કર્યો. કુમારપાળ તેમની સામે બહાદુરીથી લડયો, અને માળવાના રાજાને હાથી પરથી પાડી મારી નાખ્યો. આ જોઈ તેનું સૈન્ય નાસી ગયું, અને માળવા ગુજરાતના તાબામાં આવ્યું.

**મલ્લિકાર્જુન સાથે લડાઈ**—એક વખત કુમારપાળની કચેરીમાં કોંકણના ભાટોએ આવી પોતાના રાજા મલ્લિકાર્જુનને 'રાજપિતામહ' એટલે બધા રાજાઓનો દાદો કહી વખાણ્યો. આથી રાજાને ગુસ્સો ચઢયો. તેણે તરત લશ્કરની તૈયારી કરી આમ્રભટને

કોંકણ જીતવા મોકલ્યો, પરંતુ તે હારીને પાછો આવ્યો. આથી રાજાને મોં નહિ બતાવતાં પાટણ પાસે કાળો તંબુ ઠોકાવી, કાળો પોશાક પહેરી, કાળું છત્ર ધરાવવા લાગ્યો. રાજાને ખબર પડવાથી તેને દિલાસો આપી બીજી વધારે સેના આપી ફરીને ચઢાઈ કરવા મોકલ્યો. આ વખતે મલ્લિકાર્જુન આમ્રભટની તરવારથી માર્યો ગયો, એટલે તેનો ખજાનો લૂટીને તેણે કુમારપાળ આગળ રજુ કર્યો. રાજાએ ખૂશ થઈ તેને 'રાજપિતામહ'નો ખિતાબ તથા કેટલુંક ધન આપ્યાં.

**સાંભરના રાજા ઉપર ચઢાઈ**—કુમારપાળે સાંભરના રાજાને દેવસેવા વખતે ઓઢવાનું રેશમી વસ્ત્ર મોકલવાની આજ્ઞા કરી. તે તેણે નહિ મોકલવાથી ઉદયન મંત્રીના ત્રીજા પુત્ર ચાહડને સાંભર જીતવા મોકલ્યો. જે દિવસે ચાહડ સાંભર જઈ પહોંચ્યો તે દિવસે તે નગરમાં સાતસો કન્યાનાં લગ્ન થતાં હતાં. તેમના કામમાં અડ-ચણ ન આવે માટે તેણે બીજે દિવસે નગર તાબે કર્યું. પછી વસ્ત્રના બદલામાં ત્યાંના સાતસો વણકરોને પકડી આણી પાટણમાં વસાવ્યા, અને નવાં વસ્ત્ર વણાવ્યાં. ચાહડના શૌર્યથી પ્રસન્ન થઈ રાજાએ તેને 'રાજઘરટ્ટ' એટલે રાજાને દળી નાખનારનો ઇલ્કાબ આપ્યો.

**ધર્મનાં સ્થાનક બંધાવ્યાં**—લોકોપયોગી બાંધકામો માટે કુમારપાળની કીર્તિ સિદ્ધરાજ જેટલી ચાલતી નથી, તોપણ તેણે કેટલાંક અગત્યનાં સ્થાનક બંધાવ્યાં હતાં. સોમનાથનું દેવળ પણ તેણે સુધરાવ્યું હતું. તેણે ૧૪૪૪ જૈન દેવળો બંધાવ્યાની દંતકથા ચાલે છે.

**વિદ્વાનોને આશ્રય**—કુમારપાળ જાતે વિદ્વાન નહોતો, તોપણ તેના પ્રધાન વિદ્વાન હતા. તે પોતાના દરબારમાં વિદ્વાનોને અને તેમાં ખાસ કરીને સંસ્કૃત કવિઓને રાખતો. તેના બે મુખ્ય પંડિતો રામચંદ્ર અને ઉદયન જૈન હતા. ઉદયન મંત્રીના મરણ પછી રાજાનો મુખ્ય મંત્રી કપર્દી વિદ્વાન અને સંસ્કૃત કવિ હતો. તેના મુખ્ય સલાહ-કાર અને ગુરુ હેમાચાર્ય તે વખતમાં સૌથી મોટા વિદ્વાન હતા.

**રાજ્યનો વિસ્તાર**—કુમારપાળના વખતમાં તેના રાજ્યની હદ ઉત્તરે તુર્ક દેશ, પૂર્વે ગંગા નદી, દક્ષિણે વિંધ્ય પર્વત, અને પશ્ચિમે અરબી સમુદ્ર સુધી હતી.

## ૨૩. હેમાચાર્ય.

ધંધુકામાં ચાચિંગ નામનો મોઢ વાણીઓ રહેતો હતો. તેને ચાંગદેવ નામે પુત્ર હતો. તે પાંચેક વર્ષનો હતો, ત્યારે પાટણથી દેવચંદ્ર નામના જૈન આચાર્ય ધંધુકા આવ્યા હતા. તે વખતે ચાંગદેવ તેની માતા સાથે આચાર્યને પગે લાગવા ગયો હતો. ત્યાં રમતાં રમતાં તે આચાર્યની ગાદી ઉપર ચઢી બેઠો. તેની આ હિંમત તથા બીજાં લક્ષણો જોતાં આચાર્યને લાગ્યું કે જો તે દીક્ષા લે તો મોટો થતાં નામના કરે તેવો છે. આથી તેમણે તેનાં માબાપને સમજાવી અને ધન આપી ચાંગદેવને પોતાની સાથે લઈ લીધો.

ચાંગદેવ આઠ વર્ષનો થયો ત્યારે તેને દીક્ષા ( ધર્મક્રિયા કરવાનો હક ) આપી, તેનું નામ સોમદેવસૂરિ પાડયું. ૨૧ વર્ષની ઉંમરે સર્વ શાસ્ત્રોનો અભ્યાસ પુરો કરી તેઓ સમર્થ વિદ્વાન થયા. આથી તેમના ગુરુએ તેમને આચાર્યની પદવી આપી તેમનું નામ હેમચંદ્ર અથવા હેમાચાર્ય પાડયું. હેમાચાર્ય પોતાની વિદ્વતાથી સિદ્ધરાજના દરબારમાં માનીતા થઈ પડયા હતા, અને કુમારપાળ તેમને પોતાના ગુરુ ગણતો. તેમણે પ્રાકૃત ભાષાનું વ્યાકરણ અને બીજા ઘણા ગ્રંથો બનાવ્યા છે.

## ૨૪. અજયપાળ.

કુમારપાળને કુંવર નહોતો, તેથી તેની પછી તેના ભાઈ મહીપાળનો દીકરો અજયપાળ રાજા થયો. અજયપાળની રીતભાત સારી ન હોવાથી પોતાના ભાણેજ પ્રતાપમલ્લને રાજ્ય આપવાની કુમારપાળની ઇચ્છા થઈ. અજયપાળને આ વાતની ખબર પડતાં તેણે કુમારપાળને ઝેર અપાવી મારી નંખાવ્યો. અને રાજ પોતાના હાથમાં લીધું.

અજયપાળે ગાદીએ બેઠા પછી તરતજ જૈન લોકો ઉપર જુલમ કરવા માંડયો. કુમારપાળે બંધાવેલાં જૈન દહેરાં તેણે તોડી નંખાવ્યાં. વળી કુમારપાળના માનીતા મંત્રી કપર્દીને ઉકળતા તેલમાં નાખી મારી નંખાવ્યો. ત્યારપછી રામચંદ્ર કરીને એક જૈન અધિકારી જેણે સોએક તો ગ્રંથ લખ્યા હતા તેને લાલચોળ તપાવેલા તાંબાના પતરા પર બેસવાનો હુકમ કર્યો. તે બિચારાએ દુઃખમાંથી છૂટવા માટે પહેલેથીજ જીભ કરડી પ્રાણ ખોયો. આ રીતે કુમારપાળનો પક્ષ કરનારા અને જૈનધર્મી ઘણા માણસોના તેણે જીવ લીધા.

અજયપાળના આવા જુલમથી કંટાળી ફક્ત ત્રણજ વર્ષમાં વિજયદેવ નામના તેનાજ દ્વારપાળે તેના પેટમાં કટાર મારી તેનો પ્રાણ લીધો.

## ૨૫. બાળ મૂળરાજ.

અજયપાળ પછી તેનો દીકરો મૂળરાજ ઇ. સ. ૧૧૭૭માં ગાદીએ બેઠો. તે નાનો હોવાથી બાળ મૂળરાજ કહેવાતો. રાજકારભારનું સઘળું કામ તેનો કાકો ભીમદેવ કરતો હતો.

આ વખતે અફઘાનિસ્તાનમાં મહંમૂદ શાહબુદ્દીન ઘોરી રાજ્ય કરતો હતો. મૂળરાજ ગાદીએ બેઠા પછી બીજેજ વરસે એટલે ઇ.સ. ૧૧૭૮માં તે ગુજરાત ઉપર ચઢી આવ્યો. બચાવ માટે ભીમદેવ સૈન્ય લઈ સામો થયો. બંને વચ્ચે ભારે યુદ્ધ જામ્યું. લડાઈ ચાલતી હતી તે વખતે રાજમાતા નાયકીદેવી રાજાને લઈને પાસેની ટેકરી પરથી યુદ્ધ જોતી હતી; અને સૈનિકોને હિંમત આપી લઢવાને ઉશ્કેરતી હતી. લડાઈમાં મુસલમાન બાદશાહને ભીમદેવે હ[illegible]ને નસાડી મૂક્યો.

આ રાજા ફક્ત બેજ વર્ષ રાજ્ય ભોગવી મરણ પામ્યો.

## ૨૬. ભીમદેવ બીજો અથવા ભોળો ભીમ.

મૂળરાજ પછી તેનો કાકો ભીમદેવ રાજા થયો. તે ઉતાવળીઓ અને ભોળો હોવાથી લોકો તેને ભોળોભીમ કહેતા.

**મુખ્ય રજપુત રાજ્યો**—ગુજરાતમાં ભીમદેવ બીજો રાજ્ય

કરતો હતો, તે વખતે ઉત્તર હિંદમાં બીજાં રજપુત રાજ્યો હતાં. તેઓમાં દિલ્હીમાં અનંગપાળનું, અજમેરમાં સોમેશ્વર ચોહાણનું, અને કનોજમાં વિજયપાળ રાઠોડનું, એ મુખ્ય રાજ્યો ગણાતાં હતાં. વળી આબુગઢ ઉપર જેતસી પરમારનું રાજ્ય હતું. આ રાજ્યોએ અંદર અંદર લઢી કુસંપ કર્યો, તેનાં કડવાં ફળ તેમને ચાખવાં પડયાં.

**કુસંપનું કારણ**—આબુના રાજાને ઇચ્છિન નામે સ્વરૂપવાન કન્યા હતી. તેનો વિવાહ અજમેરના રાજા સોમેશ્વરના પ્રતાપી પુત્ર પૃથ્વીરાજ સાથે કર્યો હતો. તેમ છતાં કન્યાના રૂપથી મોહિત થઈ ભોળાભીમે તેનું માગું કર્યું. આબુના રાજાએ ચોકખી ના પાડી. આથી ભોળાભીમે ક્રોધે ભરાઈ આબુ ઉપર ચઢાઈ કરી. આબુના રાજાએ કુંવરીને અજમેર મોકલી દીધી. પછી તે સૈન્ય લઈ સામો લડ્યો. તેમાં પરમારો હાર્યા અને ભીમનો જય થયો.

**અજમેર પર ચઢાઈ**—કન્યા લેવા માટે ભીમદેવે અજમેર ઉપર ચઢાઈ કરવા વિચાર કર્યો, તે વખતે શાહબુદ્દીન ઘોરી અજમેર ઉપર ચઢી આવ્યો હતો. આથી તેની ફોજમાંના સમજુ પુરુષોએ ચોહાણો સાથે મળીને મુસલમાનોને હાંકી કાઢવા તેને સમજાવ્યો. તે વાત નહિ માનતાં તેણે અજમેર પર ચઢાઈ કરી. ત્યાં ચોહાણો તરફથી ચંદ બારોટે રાતના વખતે એકાએક ગુજરાતની ફોજ ઉપર છાપો માર્યો, તેથી તે જીવ લઈને નાસી ગઈ. બીજી તરફથી પૃથ્વીરાજે મુસલમાનોને હરાવીને નસાડી મૂક્યા.

ભોળોભીમ હારીને પાછો આવેલો હોવાથી ખીજવાએલો હતો. એવામાં તેણે પોતાના કેટલાક પીતરાઈ ભાઈઓ ચોહાણોને હાથે મરાયાની વાત સાંભળી. આથી તેણે ચોહાણો પર બીજી વાર ચઢાઈ કરી. આ વાતની સોમેશ્વરને ખબર પડવાથી પૃથ્વીરાજને થોડા સૈન્ય સાથે દિલ્હીમાં રાખી બાકીનું સૈન્ય લઈ તે ભીમ સામો ધસ્યો. બંને વચ્ચે લડાઈ થઈ, તેમાં સોમેશ્વર મરાયો અને ભીમનો જય થયો.

**પૃથ્વીરાજની ગુજરાત પર ચઢાઈ**—પોતાના પિતાના મરણના સમાચાર સાંભળીને પૃથ્વીરાજ ઘણો ક્રોધે ભરાયો. તેણે

તરતજ પોતાના બાપનું વેર લેવાનો નિશ્ચય કરી ગુજરાત પર ચઢાઈ કરી. આ વાતની ભીમને ખબર પડતાં તેણે પણ લડાઈની તૈયારી કરી. પૃથ્વીરાજનું લશ્કર ગુજરાતમાં પેઠું કે લોકો ડરથી નાસવા લાગ્યા. શત્રુની રાજધાની થોડે દૂર રહી એટલે તેણે દીવો, નીસરણી, જાળ, કોદાળી, અંકુશ, અને ત્રિશુળ આપી ચંદ બારોટને ભીમ પાસે



ભોળાભીમના દરબારમાં પૃથ્વીરાજનો સંદેશો લઈ આવેલો ચંદ બારોટ.

મોકલ્યો. તેણે ભીમના દરબારમાં જઈ કહ્યું, કે પૃથ્વીરાજ પોતાના બાપનું વેર લેવાને ચઢી આવ્યો છે, માટે તું લડવાને તૈયાર થા. ભીમે કહ્યું, કે એ તો ઠીક, પરંતુ આ વિચિત્ર વસ્તુઓ સાથે શા માટે લાવ્યા છો? ચંદે કહ્યું, કે પૃથ્વીરાજનો હુકમ છે કે તમે જો અંધારામાં સંતાઈ જાઓ, તો તમને દીવો લઈ શોધવા, આકાશમાં જાઓ તો નીસરણીએ ચઢી પકડવા, પાતાળમાં જાઓ તો કોદાળીથી ખોદી કાઢવા, અને પાણીમાં પેસો તો આ જાળથી પકડવા. આ અંકુશ વડે તમને વશ કરવા અને આ ત્રિશુળથી તમને મારવા. માટે દાંતે તરણું લઈને અમારા રાજાને શરણે થાઓ અથવા મોત માગી લો. આવાં ગર્વનાં વચન સાંભળીને ભીમે તેને હસીને કહ્યું, કે જા, તારા રાજાને કહે, કે હું તેનાથી ડરતો નથી. પછી બંને વચ્ચે ભારે યુદ્ધ મચ્યું. તેમાં ભીમ હાર્યો અને માર્યો ગયો.

ભીમદેવ પછી ત્રિભુવનપાળ ગુજરાતનો રાજા થયો. તેની પાસેથી ધોળકાના વાઘેલા રાણા વીસળદેવે ગુજરાતનું રાજ્ય લઈ લીધું.

---

## ભાગ ૫મો.

## વાઘેલા વંશ.

### ૨૭. વાઘેલા વંશની સ્થાપના.

કુમારપાળના વખતમાં ધવલપ્રસાદ નામે એક સોલંકી સરદાર હતો. તેણે ધવલપુર ( ધોળકા ) વસાવી ત્યાં પોતાની સત્તા ફેલાવી હતી. તેનો પુત્ર અર્ણોરાજ કુમારપાળની માસીનો દીકરો થતો હતો. તેણે કુમારપાળની સારી નોકરી બજાવી હતી. આથી રાજાએ તેને વાઘેલ ગામ ઇનામમાં આપ્યું હતું. તે ગામ પાટણથી દસ માઇલ દૂર હતું. આ વાઘેલ ગામ પરથી અર્ણોરાજના વંશજો વાઘેલા રજપુતો કહેવાયા, અને તેનો વંશ તે વાઘેલા વંશ કહેવાયો.

## ૨૮. લવણપ્રસાદ.

**અર્ણોરાજનો** કુંવર લવણપ્રસાદ ભોળાભીમનો પ્રધાન હતો. તેણે માળવા અને દેવગિરિના રાજાઓને હરાવ્યા અને મારવાડમાં આવેલા **નાંદોલના** સરદારને કતલ કર્યો હતો. તેની સત્તા એટલી બધી હતી કે રાજાની પેઠે તે બીજા રાજાઓ સાથે સલાહ, લડાઈ, અને ગામનાં દાન કરી શકતો. તેણે સોમનાથ મહાદેવને એક ગામ દાનમાં આપ્યું હતું. પોતાના પુત્ર વીરધવલની બહાદુરી જોઈને તેણે જીવતાંજ રાજ્યનો કારભાર તેને સોંપી દીધો હતો. તે અને તેની પછીના રાજાઓ ધોળકામાં રહીને ગુજરાતનો રાજકારભાર ચલાવતા હતા.

## ૨૯. વીરધવળ.

રાણા **વીરધવળે** રાજકારભાર પોતાના હાથમાં આવતાં પ્રધાનની જગાએ **વસ્તુપાળ** અને **તેજપાળ** નામના જૈનધર્મી વાણીઆને નીમ્યા હતા. તેમણે તેનું રાજ્ય વધારવામાં ઘણી સારી મદદ કરી હતી.

**વસ્તુપાળ અને તેજપાળ**—વસ્તુપાળ અને તેજપાળના વડવા ગુજરાતના રાજાઓનું પ્રધાનપદ ભોગવતા હતા, તેથી તેમની પાસે પુષ્કળ દ્રવ્ય હતું. વસ્તુપાળ ઘણો વિદ્વાન અને બુદ્ધિમાન હતો, અને તેજપાળ ઘણો શૂરવીર અને યુદ્ધના કામમાં પ્રવીણ હતો. રાણાએ વસ્તુપાળને ધોળકા અને ખંભાતનો બંદોબસ્ત રાખવાનો અધિકાર આપ્યો અને તેજપાળને લડાઈનું કામ સોંપી પોતાની પાસે રાખ્યો.

કેટલોક વખત વીત્યા બાદ તે બે ભાઈઓ શેત્રુંજયની જાત્રા કરવા ગયા. રસ્તામાં લુટારાના ડરથી પોતાની પાસેની મીલકત દાટવા જમીન ખોદતાં બીજી પુષ્કળ દોલત હાથ આવી. આ બધી દોલત તેમણે પોતાની માતા અને સ્ત્રીઓની સલાહથી આબુ, ગીરનાર, અને શેત્રુંજયના ડુંગરો ઉપર ઉમદા દેવળો બાંધવામાં ખરચી નાખી.

આબુનાં દહેરાં પાછળ તેમણે સાડાબાર લાખ રૂપીઆ ખરચ્યા હતા. આ દહેરાંમાં દેરાણી જેઠાણીના બે ગોખલા બનાવેલા છે. તેની

પાછળ નવ લાખ રૂપીઆ ખરચેલા કહેવાય છે. આ દેરાણી જેઠાણી તે વસ્તુપાળ અને તેજપાળની સ્ત્રીઓ હતી.

પરદેશના ઘણા મુસાફરો આ દહેરાં જોવા આવે છે. તેઓ આ દહેરાં જોઈને આ દેશની જુની કારીગરીનાં ઘણાં વખાણ કરે છે.

**ગોધરાના ઘુંઘલ પર ચઢાઈ**—ઘુંઘલના રાજ્યમાં થઈને જે વણજારા ગુજરાતના બંદરે માલ લાવતા તેમને તે લૂટી લેતો. રાણા વીરધવળે તેમ નહિ કરવા તેને કહેવરાવ્યું. તેના જવાબમાં ઘુંઘલે પોતાના ભાટને કાજળની દાબડી અને સાડી આપી વીરધવળ પાસે મોકલ્યો, અને કહેવરાવ્યું કે 'સઘળા રાજાને હું સ્ત્રી જેવા ગણું છું.' આ અપમાનનું વેર વાળવાને રાણાએ તેજપાળને લશ્કર આપી મોકલ્યો. તેણે ગોધરામાં દાખલ થઈ ઘુંઘળને હરાવ્યો. પછી રાજસત્તા એક સેવકને સોંપી ઘુંઘળને પકડી ધોળકા આણ્યો. અહીં રાણાએ સભા વચ્ચે તેની મોકલાવેલી સાડી તેને પહેરાવી, અને કાજળની દાબડી કોટે બંધાવી. આ અપમાનથી તે જીભ કરડીને મરણ પામ્યો.

**દિલ્હીના પાદશાહની મહેરબાની મેળવી**—એક વખત દિલ્હીના ગુલામ વંશના પાદશાહ બહેરામ ઉર્ફે મોજદ્દીન (મવજુદ્દીન)ની મા હજ (મક્કાની જાત્રા) કરવા જવા સારૂ ગુજરાતના બંદરે વહાણમાં બેસવા આવી, ત્યારે અને હજ કરીને પાછી આવી ત્યારે વસ્તુપાળે સારી બરદાસ કરી હતી. એ વાત જાણીને પાદશાહ તેના પર ઘણો ખુશ થયો, અને તેને ઇનામ માગવા કહ્યું. તેણે એટલુંજ માગ્યું, કે તમારે મહેરબાની કરી ગુજરાતના રાજ્યને પીડા કરવી નહિ. પાદશાહે તે વાત કબુલ કરી. આ પ્રમાણે તેણે મહાન શત્રુના ભયમાંથી ગુજરાતને બચાવ્યું.

## ૩૦. વીસળદેવ.

**રાજ્યપ્રાપ્તિ**—વીરધવળને ત્રણ પુત્રો હતા. **વીરમ, વીસળ,** અને પ્રતાપમલ્લ. તેઓમાં વીસલ બહાદુર અને શાન્ત સ્વભાવનો

હોવાથી તેના પર રાણાની પ્રીતિ વિશેષ હતી. વસ્તુપાળ પણ તેનેજ માન આપતો. આથી વીરધવળના મરણ પછી વીસળદેવને ગાદીએ બેસાડયો.

**ગુજરાતનો સ્વતંત્ર રાજા થયો**—**વી**સળદેવના બાપદાદા ગુજરાતના રાજાઓના આશ્રય તળે ધોળકામાં રાણા તરીકે રાજ્ય કરતા હતા. રાણા **વીસળદેવને** કોઈના તાબેદાર રહેવું પસંદ નહિ પડવાથી તેણે ઇ. સ. ૧૨૪૩માં ગુજરાતના રાજા ત્રિભુવનપાળ પાસેથી રાજ્ય જીતી લીધું. પછી પોતે **અણહીલપુર પાટણ**માં રાજ્ય કરવા લાગ્યો.

**ત્રણ વર્ષનો દુકાળ**—આ રાજાના વખતમાં લાગલાગટ ત્રણ વર્ષ સુધી દુકાળ પડવાથી દુકાળના સંકટમાંથી લોકોને બચાવવા રાજાએ ઘણાં બાંધકામો ઉઘાડયાં હતાં. આથી લોકો તેનાં ઘણાં વખાણ કરતા. વળી એમ કહેવાય છે કે **વીસનગર** અને ડભોઈનો કિલ્લો તેણે બંધાવ્યાં હતાં અથવા દુરસ્ત કરાવ્યાં હતાં.

**ડભોઈનો કિલ્લો અને તેન તળાવ**—વિશ્વામિત્રીથી **ચાણોદ** જતાં રેલવે ગાડીમાંથી આ કિલ્લો હાલમાં ખંડેર હાલતમાં જોવામાં આવે છે. તે **વીસળદેવ** રાજાએ બંધાવ્યો હતો. તે કિલ્લો બાંધવાને **હીરો** કડીઓ એ નામના કુશળ કારીગરને રોકયો હતો. તેણે કિલ્લો બાંધવો શરૂ કર્યો તે વખતે રાજાની માની તેલાં નામે દાસીની ઇચ્છાથી તેના નામનું તળાવ બંધાવવાનું પણ શરૂ કર્યું. હીરાએ સારા સારા પત્થરો તળાવ બંધાવવામાં વાપર્યા હતા. આથી કિલ્લા કરતાં તળાવની મજબુતી સારી થઈ. તળાવમાં વપરાએલા પત્થરોની ખોટ પૂરવાને તેણે કિલ્લાની દિવાલની ધાર પર પત્થરો અને વચમાં માટી તથા ઈંટો પૂર્યાં હતાં. આ વાત આખરે રાજાના જાણવામાં આવી. રાજાએ ગુસ્સે થઈ હીરાને જીવતોજ કિલ્લામાં ચણાવી દેવાનો હુકમ કર્યો.

તેણે બંધાવેલું તળાવ સુંદર લાગવાથી રાજાએ તે રહેવા દીધું. એ તળાવ તેલાં દાસીના નામ પરથી તેન તળાવ કહેવાયું. ત્યાં પાછળથી એક ગામ વસ્યું છે તે પણ તેન તળાવ એ નામથી ઓળખાય છે. તે ડભોઇથી પાંચેક માઇલ દૂર છે.

---

## ૩૧. કરણઘેલો.

વીસળદેવના મરણ પછી અર્જુનદેવ અને સારંગદેવ નામના બે રાજાઓ થયા. તેમના વખતમાં કંઈપણ જાણવા લાયક બનાવ બન્યા નથી. ત્યારપછી કરણદેવ રાજા થયો. આ અણહીલપુરની ગાદીએ બેસનાર છેલ્લો રજપુત રાજા હતો. તે તેના ઉતાવળીઆ અને અવિચારી સ્વભાવને લીધે કરણઘેલો કહેવાતો.

**પ્રધાનની સ્ત્રીનું હરણ**—કરણ રાજાને માધવ અને કેશવ નામે બે નાગર બ્રાહ્મણ પ્રધાન હતા. તેઓ રાજકાજમાં ઘણાજ હોશિયાર હતા. માધવની સ્ત્રી રૂપસુંદરી ઘણીજ રૂપવાન હતી. તે એક વખત રાજાની નજરે પડી. તેના રૂપથી મોહિત થઈ રાજાએ તેને પોતાની પટરાણી બનાવવાનો નિશ્ચય કર્યો. જો માધવ હાજર હશે તો પોતાનો હેતુ પાર પાડવામાં વિઘ્ન નડશે એમ ધારી તેણે માધવને ઘોડા ખરીદવા કચ્છમાં મોકલ્યો. ત્યારપછી રૂપસુંદરીને પોતાના મહેલમાં લાવવાને સૈનિકો મોકલ્યા. તે વખતે માધવના ઘર આગળ તેનો ભાઈ કેશવ હાજર હતો. તેણે સામા થઈ ઘણા સૈનિકોને કાપી નાખ્યા, તોપણ આખરે કેશવ મરાયો એટલે રૂપસુંદરીને કરણના મહેલમાં લઈ ગયા. કેશવની સ્ત્રી ગુણસુંદરી તેની પાછળ સતી થઈ. માધવનો મહેલ સ્મશાન ભૂમિ સમાન થઈ ગયો. રાજાના આ કામથી શહેરની રૈયત રાજાને ફીટકાર આપવા લાગી અને તેનાથી ડરવા લાગી.

થોડા દિવસ પછી માધવ આવ્યો, ત્યારે પોતાનો ભાઈ મરાયાની અને પોતાની સ્ત્રીના હરણની ખબર સાંભળીને તે ઘણોજ દીલ-

ગીર થયો. પછી તે વેર લેવાના ઇરાદાથી દિલ્હી ગયો, અને ગુજરાતનું રાજ્ય જીતી લેવાને દિલ્હીના પાદશાહને સમજાવ્યો.

**અલાઉદ્દીનની ગુજરાત પર ચઢાઈ**—ગુજરાતમાં જે વખતે કરણદેવ રાજ્ય કરતો હતો, તે વખતે દિલ્હીની ગાદીએ અલાઉદ્દીન પાદશાહ હતો. માધવના સમજાવ્યાથી તેણે ઇ. સ. ૧૨૯૭માં પોતાના ભાઈ અલફખાન તથા પ્રધાન નસરતખાનને ફોજ આપી ગુજરાત જીતવા મોકલ્યા. તેઓ દેશ લૂટી પાયમાલ કરતા પાટણ આવી પહોંચ્યા. કરણદેવ લશ્કર લઈ સામો થયો. પરંતુ તેના દુરાચારથી કંટાળેલી રૈયતે તેને સહાય કરી નહિ. આથી તે હારી ગયો. મુસલમાનોએ પાટણ તાબે કરી ત્યાં પોતાનાં થાણાં બેસાડયાં.

ત્યારપછી તેઓ ખંભાત ગયા. તે વખતે ખંભાત વેપારીઓથી ભરેલું દ્રવ્યવાન શહેર હતું. ત્યાંથી તેમને ઘણીજ લૂટ મળી. વળી ત્યાંથી એક મલેક કાફુર નામના દેખાવડા ગુલામને પકડી દિલ્હી મોકલ્યો. જે પાછળથી મલેક કાફુરના નામથી જાણીતો થયો છે. પછી તેમણે સોમનાથના દેવળનો નાશ કર્યો, અને ઘણાં જૈન દેવળો તોડી નાખી તેના પત્થરો મસીદો બાંધવામાં વાપર્યા. લગભગ ઇ. સ. ૧૨૯૭થી ૧૩૦૪ એટલે સાત વર્ષ સુધી ગુજરાતમાં અંધેર ચાલ્યું. ત્યારબાદ અલફખાન સુબો નીમાવાથી કંઈક શાન્તિ થઈ.

**કરણની દુર્દશા**—કરણની રૂપાળી રાણી કૌલાદેવીને મુસલમાનો પકડી દિલ્હી લઈ ગયા. ત્યાં તે પાદશાહની માનીતી બેગમ થઈ. પોતાનું રાજ્ય ગુમાવ્યા પછી કરણ બાગલાણના ડુંગરોમાં ભટકતો હતો. ત્યાં તેની સાથે તેની નાની દીકરી દેવળદેવી હતી. મોટી થતાં તેનું રૂપ તેની માના જેવું ખીલી નીકળવાથી દેવગિરિના યાદવ રાજાએ તેની જોડે લગ્ન કરવા ઇચ્છા જણાવી. પરંતુ રજપુતની કન્યા મરાઠાને પરણે એ કરણને અઘટિત લાગ્યું.

આ વખતે અલાઉદ્દીને મલેક કાફુરને દક્ષિણ જીતવા મોકલ્યો. તે વાત કૌલાદેવીના જાણવામાં આવતાં તેણે પોતાની દીકરી દેવળ-

દેવીને શોધાવી દિલ્હી લાવવા પાદશાહને પ્રાર્થના કરી. આથી મુસલમાન ફોજ બાગલાણ તરફ કૂચ કરી કરણ પાછળ પડી. બહાદુરીથી લડવા છતાં કરણ આફતમાં સપડાયો, તેથી તેણે દેવળદેવીને યાદવ રાજા સાથે પરણાવવા નક્કી કરી રખવાળો સાથે તેને દેવગિરિ મોકલી દીધી. પરંતુ રસ્તામાંજ તે મુસલમાન ફોજના હાથમાં આવી ગઈ. તેઓ તેને પકડી દિલ્હી લઈ ગયા. ત્યાં દેવળદેવીના રૂપથી મોહિત થઈને પાદશાહના શાહજાદા ખીજરખાને તેની સાથે લગ્ન કર્યું. આથી મા દીકરી સુખી થયાં, પરંતુ બિચારા કરણના દુઃખનો પાર રહ્યો નહિ. તે ડુંગરોમાં રખડી રવડી આખરે મરણ પામ્યો.

---

## ભાગ ૬ટ્ઠો.

---

## ગુજરાતમાં મુસલમાની રાજ્ય.

---

### ૩૨. દિલ્હીના સુબાઓનો અમલ.

ગુજરાતનો છેલ્લો રજપુત રાજા કરણ વાઘેલો હારીને નાસી ગયો, તે પછીનાં ૧૦૦ વર્ષ સુધી દિલ્હીના પાદશાહોએ નીમેલા મુસલમાન સુબાઓ ગુજરાતમાં અમલ ચલાવતા હતા. પહેલો સુબો અલફખાન હતો, અને બધા મળી ચૌદેક સુબાઓ નિમાયા હતા. આ સુબાઓ દિલ્હીના પાદશાહને ખંડણી મોકલી આપતા. જે સુબો વધારે ખંડણી મોકલતો તે વધારે લાયક ગણાતો અને સુબાગીરી પર લાંબી મુદત સુધી રહી શકતો. આથી સુબાઓ પ્રજા પાસેથી કરવેરા ઉઘરાવવામાં ઘણો જુલમ કરતા. વળી કેટલાક તોફાની સુબાઓ ખંડણી મોકલતા નહિ, અને કેટલાક હિંદુ રાજાઓ મુસલમાન સુબાના તાબામાંથી નીકળી જવાને બળવા કરતા. આથી વારંવાર લડાઈઓ થતી. લશ્કરી સિપાઈઓ ગામો લૂંટતા, ખેતરોનો

પાક લૂટી લેતા, અને રૈયતને પીડતા. પ્રજાના જાનમાલની સલામતી નહિ હોવાથી વેપાર અને બીજા ધંધા બંધ પડી ગયા. આથી ગુજરાતમાંથી વિદ્યાકળા અને હુન્નર પડી ભાંગ્યાં અને ગુજરાતની પડતી દશા થઈ.

---

## ગુજરાતના સ્વતંત્ર સુલતાનો.

### ૩૩. મહંમદશાહ પહેલો.

દિલ્હીના પાદશાહોની નબળાઈનો લાભ લઈને દૂર પ્રાંતના સુબાઓ સ્વતંત્ર થઈ ગયા. આવી રીતે સ્વતંત્ર સુલતાન થઈ બેસનારાઓમાં ગુજરાતનો સુબો જાફર પણ હતો. ઇ. સ. ૧૪૦૩માં તેણે પોતાના દીકરા તાતારખાનને મહંમદશાહ એ નામથી ગુજરાતનો સ્વતંત્ર સુલતાન બનાવ્યો. અશાવલને પોતાની રાજધાની બનાવ્યા પછી તે દિલ્હી ઉપર ચઢાઈ કરવા પાટણ આવ્યો. ત્યાં તેના બાપના કોઈ મળતીઆએ તેને ઝેર આપી મારી નાખ્યો.

### ૩૪. મુજફ્ફરશાહ.

મહંમદશાહના મરણ પછી જાફરખાન પોતે મુજફ્ફરશાહ નામ ધારણ કરીને દીકરાની ગાદીએ બેઠો.

ગાદીએ બેઠા પછી તેણે માળવા પર ચઢાઈ કરવા પોતાના પૌત્ર અહમદને મોકલ્યો. તેણે ત્યાંનો કિલ્લો તાબે કરી પોતાના મિત્ર હુસંગને ગાદી આપી. પછી કંથકોટ પર ચઢાઈ કરી, પણ તેમાં તેને ફત્તેહ મળી નહિ.

એવું કહેવાય છે કે પોતાના પિતાનું વેર લેવા માટે વિદ્વાનોની સલાહથી પોતાના પૌત્ર અહમદે તેને કેદ કરી ઝેરનો પ્યાલો પીવાને ધર્યો. આ વખતે મુજફ્ફરશાહે કહ્યું, પુત્ર, તું આટલી બધી ઉતાવળ શા માટે કરે છે? આ સર્વ તારેજ વાસ્તે હતું. વળી તેણે અહમદને શિખામણ આપી કે તારે દારૂ પીવો નહિ, અને આ કામ કરવાની તને જેમણે સલાહ આપી હોય તેમને મારી નાખવા. એવું કહી ઝેરનો પ્યાલો પીને મુજફ્ફરશાહ મરણ પામ્યો. આ ઘોર કર્મ

કર્યા પછી અહમદશાહ એટલો બધો પસ્તાયો કે ત્યારપછી તે કદી હસ્યો નથી.

## ૩૫. અહમદશાહ ૧લો.

દાદાના મરણ પછી અહમદશાહ પાદશાહ થયો. તેના ગાદીએ બેઠા પછી વડોદરા અને સુરતના હાકેમોએ મળીને બળવો કર્યો. પરંતુ ભરૂચ આગળ તેમની ફોજ સુલતાનની ફોજ સાથે મળી ગઈ. આથી તેઓ તાબે થયા અને સુલતાને તેમને માફી આપી.

**અમદાવાદ વસાવ્યું**—અહમદશાહે અશાવલના આશા ભીલને હરાવ્યો, અને સાબરમતી નદીને કાંઠે પોતાના નામ પરથી અમદાવાદ શહેર વસાવી ત્યાં રાજધાની કરી. લોકોમાં એવી વાત ચાલે છે કે એક વખત સુલતાન નદીના કાંઠા પર શિકારે ગયો હતો, ત્યારે નદીની ભેખડમાંથી એક સસલો તેના શિકારી કુતરાની સામો થયો. એ જોઈ પાદશાહ નવાઈ પામ્યો, અને બોલ્યો કે જે જગામાં સસલાં આવાં બળવાન પેદા થાય છે ત્યાં માણસો કેવાં બળવાન પેદા થઈ શકે! આવા વિચારથી તેણે શહેર વસાવ્યું. હજુ પણ લોકોમાં કહેવાય છે કે '**જબ કુત્તે પર સસ્સા આયા, તબ બાદશાહને શહેર બસાયા.**'

**માણેકનાથ સાધુ**—એવી દંતકથા ચાલે છે કે સુલતાન કોટ ચણાવતો હતો, ત્યારે માણેકનાથ નામનો સાધુ સાદડીની ચીપોનો ઇલમ કરી કોટ તોડી પાડતો. અહમદશાહને આ બાબતની ખબર પડવાથી તે તેની પાસે ગયો અને પોતાને એકાદ ઇલમ બતાવવાનો આગ્રહ કર્યો. સાધુ ઇલમ બતાવવા ઝારીમાં પેઠો એટલે સુલતાને નાળચું બંધ કરી દીધું. આથી તે મરણ પામ્યો. મરતી વખતે તેણે માગણી કરવાથી સુલતાને તેનાં બે સ્થાનક રહેવા દીધાં છે. એક માણેકચોકની વચમાં છે, અને બીજું નદી કિનારે કોટની પાસે છે.

**અમદાવાદની આબાદી**—અમદાવાદ શહેર વસાવવામાં સુલતાનને ચાર પવિત્ર પુરુષોએ મદદ કરી હતી. તેઓ **અહમદના**

નામથી ઓળખાતા. શહેરમાં ભદ્રનો મજબુત કિલ્લો, એક મહેલ, અને એક મસીદ તેણે બંધાવ્યાં હતાં. વળી એક બીજી સુંદર મસીદ બંધાવી હતી તે જુમામસીદને નામે જાણીતી છે. શહેરના લોકોને પાણી પુરૂં પાડવા માટે હાથમતી નદીનો પ્રવાહ બદલ્યો. પાસેના તેમજ દૂરના મુલકોમાંથી વેપારીઓને, વણકરોને, અને હોશિયાર કારીગરોને તેડાવી વસાવ્યા. આથી શહેર વેપાર અને ઉદ્યોગ માટે પ્રખ્યાત થયું. આજેપણ કહેવાય છે કે અમદાવાદ ત્રણ તાર (સુતર, રેશમ, અને કસબ) પર જીવે છે.

**ચઢાઈઓ**—સુલતાન અહમદશાહ શહેર વસાવવામાં રોકાયો હતો ત્યારે વડોદરા અને સુરતના હાકેમોએ ફરીને ઈડરના રાજાની મદદથી બળવો કર્યો. સુલતાને તેમને હરાવ્યા. આથી વડોદરા અને સુરતના હાકેમો ચિતોડ તરફ નાઠા. ત્યાં તેઓ માર્યા ગયા. ઈડરના રાજાએ અહમદશાહને ભેટ આપી તથા ખંડણી આપવા કબુલ કર્યું.

ઈ. સ. ૧૪૧૪માં તેણે જુનાગઢ પર ચઢાઈ કરી જીત મેળવી, તેથી ત્યાંના રાજાએ ખંડણી આપવી કબુલ કરી. બીજે વરસે તેણે સિદ્ધપુર ઉપર ચઢાઈ કરી. ત્યાં તેણે હિંદુ દેવળને ઠેકાણે મસીદ ચણાવી.

માળવાના સુલતાન હુસંગે ગુજરાત પર ચઢાઈ કરવાથી તેની સામા જઈ તેને હરાવ્યો. વળી સોરઠના કેટલાક ખંડીઆ રાજાઓ ખંડણી આપવી બંધ કરી સામા થયા તેમને પણ તેણે હરાવી રાજ્યમાં શાન્તિ ફેલાવી.

માળવાની સરહદ પર દોહદનો કિલ્લો બંધાવ્યો હતો. વળી ઈડરના શાહ પર અંકુશ રાખવા હાથમતી નદીને કાંઠે અહમદનગરનો કિલ્લો બંધાવ્યો હતો.

માહીમ બેટનો ગુજરાતનો સુબો મરણ પામવાથી બ્રાહ્મણી રાજાએ તેનો કબજો લીધો. પરંતુ પાછળથી પાદશાહે તે પાછું જીતી લીધું.

**વરહો અને જેતો**—કરણઘેલાના વંશના આ બે બહારવટીઆએ પોતાની જાગીર પાછી મેળવવા માટે એક વખત પાદશાહની બેગમનો રથ રોક્યો, પરંતુ બેગમે જાગીર પાછી અપાવવાનું વચન આપવાથી તેનો રથ જવા દીધો. ત્યારપછી બેગમના કહેવાથી પાદશાહે તેમની જાગીર તેમને પાછી આપી. આથી તેમણે પોતાની બેન લીલાને પાદશાહ સાથે પરણાવી અને પાદશાહના માનીતા થયા.

એક વખત બિહોલના ઠાકોર સામંતસિંહે વરહા અને જેતાને તેમણે પોતાની બેન પાદશાહ સાથે પરણાવ્યા બદલ ટાણો માર્યો. તે વેર વાળવાને તેમણે સામંતસિંહની દીકરી સાથે પાદશાહને લગ્ન કરવા સમજાવ્યો. સામંતસિંહે પાદશાહની માગણી નહિ સ્વીકારતાં કુંવરીને ઇડરના રાજા સાથે પરણાવી દીધી, અને પોતે બહારવટે નીકળ્યો. છેવટે પાદશાહે સલાહ કરી તેની જાગીર પણ પાછી આપી.

**અદલ ઇન્સાફ**—એક વખત સુલતાનના જમાઈએ એક માણસનું ખૂન કર્યું. સુલતાને તેને પકડાવીને કાજી પાસે મોકલ્યો. કાજીએ ખુની પાસેથી ફક્ત ૪૦ ઊંટ મરનારના વારસને અપાવી રાજી કર્યો. પરંતુ સુલતાને ગુના પ્રમાણે સજા નહિ થએલી હોવાથી તે સ્વીકારી નહિ, અને પોતાના ખુની જમાઈને બજારમાં ફાંસીએ ચઢાવવાનો હુકમ કર્યો.

વળી એક વખત સુલતાને સાબરમતી નદી પરના મહેલના જરૂખામાં બેઠાં બેઠાં નદીના પાણીમાં ડૂબકાં ખાતી એક કોઠી જોઈ. તેને બહાર કઢાવી જોતાં તેમાં મુડદું જણાયું. સુલતાને શહેરના કુંભારોને બોલાવી કોઠી ઓળખવા ફરમાવ્યું. એક કુંભારે પોતાની બનાવેલી કોઠી ઓળખી, અને પાસેના ગામના મુખીને વેચાતી આપ્યાનું જણાવ્યું. આ પરથી તપાસ કરતાં મુખીએ એક વાણીઆને મારી કોઠીમાં ઘાલી તે કોઠી નદીના પાણીમાં તરતી મૂકેલી માલમ પડયું. સુલતાને તે ખુની મુખીને ફાંસીએ લટકાવવાનો હુકમ કર્યો.

અહમદશાહના આવા ન્યાયથી તેના રાજ્યમાં ગુના ઓછા થઈ ગયા.

**રાજ્ય વ્યવસ્થામાં સુધારા**—ખેતી કરી દેશની દોલતમાં વધારો કરે, દેશના વતની થઈને રહે, અને દેશનું રક્ષણ કરવામાં તનમનથી મદદ કરે, તથા દેવામાંથી મુક્ત રહે, માટે લશ્કરી અમલદારો અને સિપાઈઓને અડધો પગાર અને અડધા પગાર જેટલી જાગીર આપવા ઠરાવ કર્યો. વળી હિસાબ રાખનાર ગુલામ પૈકીના અને પગાર આપનાર ખાનદાન કુટુંબના માણસો રાખ્યા. આમ કરવાનો હેતુ એવો હતો કે તેઓ દોસ્તી કરીને પ્રજા પર જુલમ ગુજારે નહિ.

**રાજ્યની હદ**—અહમદશાહ મરણ પામ્યો ત્યારે ઉત્તરે રજપુતાનાથી દક્ષિણે માહીમ લગી અને પશ્ચિમે જુનાગઢથી પૂર્વે માળવાની હદ લગી તેની સત્તા જામી હતી.

**સુલતાનનું મરણ**—જુવાનીમાં કરેલો ગુનો દયાળુ પ્રભુ માફ કરશે એવી આશામાં તેનો કાળ થયો. માણેકચોકમાં તેને જે સ્થળે દાટવામાં આવ્યો હતો તે સ્થળ આજે પણ પાદશાહનો હજીરો એ નામથી જાણીતું છે. અમદાવાદમાં તેના માનમાં દર શુક્રવારે ગુજરી ( મેળો ) ભરાય છે.

## ૩૬. મહંમદશાહ બીજો.

અહમદશાહ પછી તેનો કુંવર મહંમદશાહ ગાદીએ બેઠો. દાન આપવામાં ઉદાર હોવાથી લોકો તેને ધનદાતા કહેતા. તેણે સરખેજમાં શેખ અહમદ ગંજબક્ષની કબર અને રોજો બંધાવ્યાં હતાં.

તે સિંધમાં આવેલા ઠઠ્ઠા નગરના જામની દીકરી બીબી મુઘલી સાથે પરણ્યો હતો. તેનાથી તેને ફતેહખાન નામે પુત્ર થયો. તે પાછળથી મહંમૂદ બેગડો નામ ધારણ કરી સુલતાન થયો.

મહંમદશાહે ઈડર, ડુંગરપુર, અને ચાંપાનેર પર ચઢાઈઓ કરી જીત મેળવી હતી. માળવાના રાજાની ચઢાઈથી કંટાળી તે દીવ ભણી નાસી જતો હોવાથી તેના અમીરોએ તેને ઝેર અપાવી મારી નાખ્યો, અને તેના શાહજાદા કુતુબશાહને ગાદીએ બેસાડ્યો.

## ૩૭. કુતુબશાહ.

કુતુબશાહના વખતમાં માળવાના સુલતાને ગુજરાત પર ચઢાઈ કરી. તે પ્રથમ વડોદરા લૂટીને નડિઆદ ગયો. નડિઆદના બ્રાહ્મણોએ એક ગાંડા હાથીને મારી નાખવામાં બહાદુરી બતાવવાથી માળવાનો રાજા આશ્ચર્ય પામ્યો. ત્યાંથી તે કપડવણુજ ગયો. અહીં આગળ કુતુબશાહે સામા આવી તેને હરાવ્યો.

ત્યારપછી તેણે અમદાવાદ પાસે કાંકરીઉ તળાવ બંધાવ્યું (ઇ. સ. ૧૪૫૪). તે તળાવમાં પાણી આવવા માટે નહેર ખોદી તેમાં ખારી નદીનો પ્રવાહ વાળવામાં આવ્યો છે.

ચિતોડમાં આ વખતે કુંભો રાણો રાજ્ય કરતો હતો. તે મહા બળવાન હતો. તેણે પોતાના રાજ્યમાં ૮૪ મજબુત કિલ્લા બંધાવ્યા હતા. પ્રખ્યાત સ્ત્રી કવિ મીરાંબાઈ એ કુંભા રાણાની રાણી. હતી. નાગોરના હાકેમનો પક્ષ લઈ સુલતાને ચિતોડ પર ચઢાઈ કરી હતી, પરંતુ રાણા સાથે મિત્રતા થવાથી તે પાછો ફર્યો.

કેટલાક કહે છે કે અકસ્માત તરવાર વાગવાથી તે મુઓ, અને કેટલાક કહે છે કે તેની બેગમે ઝેર આપી તેને મારી નાખ્યો.

## ૩૮. મહંમૂદ બેગડો.

**બેગડો**—આ સુલતાને જુનાગઢ અને પાવાગઢ જીત્યા હતા, તેથી તે મહંમૂદ બેગડો કહેવાયો.

**ખોરાક**—મહંમૂદની ખોરાક પચાવવાની શક્તિ ભીમસેન જેવી હતી. તે એકી વખતે પાંચ શેરની ખીચડી ઉડાવી જતો. રાતે સૂતી વખતે પણ તેના પલંગ નીચે ખાવાનું મૂકી રાખવું પડતું. સવારમાં નિમાજ પઢીને એક કટોરો મધ અને એક કટોરો ઘી તથા અઢીસો સોનેરી કેળાં તે ખાઈ જતો. તે ઝેર પણ પચાવી શકતો. વળી તે એવો શોખીન હતો કે જ્યારે તે ખાવા બેસતો ત્યારે પચાસેક વાજીંત્ર વારાફરતી તેની પાસે વાગતાં.

**બળવો સમાવ્યો**—સુલતાન ૧૪ વર્ષની ઉંમરે ગાદીએ બેઠો,

તે વખતે કેટલાક રાજદ્રોહી અમીરોએ બળવો કર્યો. સુલતાને સામા થઈ તેમને હરાવ્યા. આથી શરૂઆતથી તેનો સારો દાબ બેસી ગયો.

માળવાના સુલતાને બે વખત બ્રાહ્મણી સુલતાન પર ચઢાઈ કરી હતી. આ બંને વખત તેણે બ્રાહ્મણી સુલતાનને મદદ કરી માળવાના સુલતાનને પાછો વાળ્યો હતો.

**જુનાગઢ પર ચઢાઈ**--સુલતાને જુનાગઢ પર ત્રણ વખત ચઢાઈઓ કરી તે જીતી લીધું અને ત્યાંના મંડળિક રાજાને મુસલમાન બનાવ્યો. પછી ગીરનાર પાસે મુસ્તફાબાદ શહેર વસાવી ત્યાં રાજધાની કરી કાયમનો હાકેમ નીમ્યો. મંડળિકને ખાનજહાનનો ખિતાબ તથા જાગીર આપ્યાં. ખાનજહાનની કબર અમદાવાદમાં માણેકચોકમાં કંદોઈ ઓળની એક દુકાનમાં હજુ પણ છે.

**ચાંચીઆને વશ કર્યા**--મહંમૂદ સમરકંદી નામના એક મુલ્લાંની ફરિઆદ પરથી તેણે દ્વારકાના ચાંચીઆ પર હલ્લો કરી તેમનો નાશ કર્યો, અને ત્યાં મસીદ ચણાવી. વળી કારભાર કરવા ત્યાં એક અમલદાર નીમ્યો. આ પહેલાં દ્વારકા કદી જીતાયું નહોતું.

**ફિરંગીની હાર**--પોર્ટુગીઝ અથવા ફિરંગી લોકો જેઓ વેપાર કરવા માટે આ દેશમાં આવેલા હતા, તેઓ આ સુલતાનના વખતમાં ગુજરાતનાં બંદરો તાબે કરી તેમાં વસવા ઇચ્છતા હતા. આથી તેમને તેણે હરાવી નસાડી મૂક્યા.

**પાવાગઢ જીત્યો**--ઇ. સ. ૧૪૮૨માં ગુજરાતમાં દુકાળ પડવાથી સરહદના થાણુદારે ચાંપાનેર પર ચઢાઈ કરી લૂટ કરી. આથી ચાંપાનેરના રાજાએ થાણુદાર પર હલ્લો કરી તેનાં ઘણાં માણસોને માર્યા અને ઘણા હાથી તથા ઘોડા લઈ ગયો. આ સમાચાર સાંભળી સુલતાને ચાંપાનેર પર ચઢાઈ કરીને દોઢ વર્ષ સુધી ઘેરો રાખ્યો. પતાઈ રાવળ અને તેના સૈનિકો બહાદુરીથી લડયા. છતાં રાવળ અને તેનો દિવાન કેદ પકડાયા. તેમણે મુસલમાન થવાને ના પાડવાથી તેમને મરાવી નાખ્યા, અને પાવાગઢનો પ્રખ્યાત કિલ્લો તાબે કર્યો.

**બાંધકામો**-મહંમૂદ જેવો પરાક્રમી હતો, તેવોજ નકસીદાર મકાનો તથા બીજાં બાંધકામનો શોખીન હતો. તેણે ચાંપાનેર ચોમેર

કોટ બંધાવ્યો અને તેનું નામ મહંમુદાબાદ પાડી ત્યાં રાજધાની કરી. તે વખતે ત્યાંનાં જંગલમાં ઘણાં ફૂલઝાડ અને સુખડનાં ઝાડ હતાં. અહીં ખુરાસાનના એક કારીગરે સુંદર બાગ બનાવી તેમાં ફુવારા અને જળપ્રવાહ બનાવ્યા હતા. વળી હાલુર નામના સુથારે તેનાથી પણ સુંદર બાગ બનાવ્યો હતો. તે જગા હાલ હાલોલ નામથી ઓળખાય છે.

વાત્રક નદીને કાંઠે મહેમદાવાદ શહેર વસાવી તેની પાસે ભમરીઓ કુવો બંધાવ્યો હતો. વળી તેજ નદીના કાંઠા પર ચાંદા સુરજ નામના મહેલ બંધાવ્યા હતા. નદીના પુલ પરથી હાલ તેનાં ખંડેર નજરે પડે છે.

સરખેજમાં એક મોટું તળાવ બંધાવી તેને કાંઠે મહેલ બંધાવ્યો. વળી ત્યાં તેણે એક રોજો બંધાવ્યો હતો. તેમાં પાછળથી તેને, તેની બેગમ રાજબાઈને, અને તેના દીકરા મુજફર બીજાને દાટવામાં આવ્યાં છે. રાણી રૂપમંજરીને માણેકચોકમાં દાટવામાં આવી હતી. તેના પર કબર અને રોજો બંધાવ્યાં છે તે જગો રાણીના હજીરા તરીકે ઓળખાય છે.

વળી તેણે કેટલીક મસીદો, પાઠશાળાઓ, અને મુસાફરખાનાં બંધાવ્યાં હતાં. સુલતાનના ઉસ્તાદ શાહઆલમનો રોજો તાજખાને બંધાવ્યો હતો. તેની પાસે ચંડોળા તળાવ છે. એ સિવાય દાદાહરીની ને અડાળજની વાવો, દરીઆખાનનો ઘુમટ, વગેરે તેના વખતના શ્રીમંતોએ બંધાવ્યાં હતાં.

અમદાવાદની પાસે આંબા રોપાવી ઘટા બનાવી હતી. તે જગા આજે પણ બાગે ફિરદોસ કે અમરાઈને નામે જાણીતી છે.

**રાજ્ય વ્યવસ્થા**—તમામ રૈયત સુખી હતી. વેપારીઓ સારા નફાથી વેપાર કરી શકતા. રસ્તામાં લુટારાનો ભો નહોતો. જુલમી વર્તણુક સિવાય બીજા કોઈ કારણથી જાગીર લઈ લેવામાં આવતી નહિ. મહેસુલ પણ ઠરાવેલુંજ લેવામાં આવતું.

મુસલમાનોમાં સુલતાન મહંમૂદ સિદ્ધરાજ જેવો લોકપ્રિય રાજા થઈ ગયો.

## ૩૯. મુજફ્ફરશાહ બીજો.

મહંમૂદ બેગડા પછી તેનો પુત્ર મુજફ્ફરશાહ ગાદીએ બેઠો. તેણે ઈડરના રાવ પર ચઢાઈ કરી ખંડણી લેવાની શરતે સલાહ કરી. માળવાના સુલતાનનો હિંદુ વજીર મેદનીરાય પ્રજા પર જુલમ કરતો હતો, અને પોતે રાજા થવા પ્રયત્ન કરતો હતો. માળવાના સુલતાને મદદ માગવાથી તેણે વજીરને વશ કરી સુલતાનને માળવાનો કબજો સોંપ્યો. ચિતોડ પર ચઢાઈ કરવાનો વિચાર ચાલતો હતો, તેવામાં રાણાનો કુંવર નજરાણું લઈ આવવાથી સલાહ કરી.

અમદાવાદના સુલતાનોમાં મુજફ્ફરશાહ ઘણો વિદ્વાન અને ધર્મી હતો. દારૂ પીનાર તરફ તેને ઘણોજ તિરસ્કાર હતો. ગાયન કળામાં કુશળ હતો. ઘોડા પર સ્વારી કરવાનું અને તરવાર વાપરવાનું તે સારી રીતે જાણતો હતો. તેનો પોશાક ઘણોજ સાદો હતો. એના વખતમાં ઝાલાવાડમાં દુકાળ પડવાની તૈયારી હતી. તે વખતે તેણે પ્રાર્થના કરી, કે ' **ઓ અલ્લાહ, રાજાના પાપ માટે જો તું દેશની પ્રજાને પીડતો હોય તો રાજાનો પ્રાણ લે, પણ દેશના ગરીબ લોકોને બચાવ.** ' એવું કહેવાય છે કે સુલતાનની પ્રાર્થના સાંભળીને અલ્લાહે પુષ્કળ વરસાદ વરસાવ્યો.

મુજફ્ફરશાહને તેના બાપની કબર પાસે સરખેજના રોજામાં ભુમિદાહ કરવામાં આવ્યો હતો.

## ૪૦. બહાદુરશાહ.

**રાજ્ય પ્રાપ્તિ**—મુજફ્ફરશાહ પછી એક વર્ષમાં બે સુલતાનો થયા. તેઓ દમ વગરના હોવાથી અમીરોએ તેમને ઉઠાડી મૂક્યા. પછી મુજફ્ફરશાહનો વડો શાહજાદો બહાદુરશાહ સુલતાન થયો.

**રાજ્ય સત્તા મજબુત કરી**—દીવનો હાકેમ ફિરંગીઓ સાથે ખટપટ કરી દીવ તેમને આપી દેવાની તજવીજ કરતો હતો. આથી ત્યાં બીજો હાકેમ નીમ્યો. જુનાગઢમાં પણ પોતાને ફાવતો

હાકેમ મૂક્યો. ઈડર અને તેની આસપાસના મુલકમાંથી ખંડણી ઉઘરાવી. વળી બીજી વાર પોર્તુગીઝો સોરઠમાં પગપેસારો કરી દીવ કબજે કરવા તજવીજ કરતા હતા. આથી સુલતાન ઘણુંખરૂં ખંભાત, દીવ, અને ઘોઘામાં રહેતો. વળી તેણે ભરૂચનો કિલ્લો બંધાવ્યો. આથી તેમની ઇચ્છા પાર પડી નહિ.

**ચઢાઈઓ**—માળવા પર ચઢાઈ કરી માંડુનો પ્રખ્યાત કિલ્લો તાબે કર્યો. રાયસેનના રજપુત રાજાએ માળવાના સુલતાનની સ્ત્રીઓને કબજે રાખવાથી તેને હરાવી ઇસ્લામ ધર્મ પાળવાની ફરજ પાડી. વળી ચિતોડના રાણાએ રાયસેનને મદદ કરી હતી, તેથી તેણે ચિતોડને ઘેરો ઘાલ્યો. પરંતુ નજરાણું મળવાથી ઘેરો ઉઠાવી દીધો. ત્યારપછી બીજી વખત ચિતોડ પર ચઢાઈ કરી. તે વખતે દિલ્હીના પાદશાહ હુમાયુની મદદ આવી પહોંચવાથી ગુજરાતની સેના મંદીસર આગળ હારી ગઈ. આથી બહાદુરશાહ દીવ તરફ નાઠો, અને હુમાયુએ ગુજરાતનો કબજો લીધો. ત્યારપછી થોડા વખતમાં પોતાના રાજ્યમાં શેરશાહ નામે સરદારે બળવો કર્યો, તેથી હુમાયુ દિલ્હી ગયો. આ વખતે પોર્ટુગીઝો સાથે મિત્રતા બાંધી લશ્કરી મદદ મેળવી બહાદુરશાહે ગુજરાતમાંથી મોગલ ફોજને નસાડી મૂકી. મોગલોને કાઢી મૂકવા માટે જે પોર્ટુગીઝ લશ્કર ગોવાથી બોલાવેલું તેની મદદથી પોર્ટુગીઝો દીવ પચાવી પડયા. તેમને હાંકી કાઢવા બહાદુરશાહ દીવ ગયો તે વખતે દગો કરી તેને મારી નાખ્યો.

**બહાદુરશાહના વખતનું ગુજરાત**—હુમાયુએ બહાદુરશાહને હરાવ્યો ત્યાંસુધી ગુજરાતની સત્તા પૂર્ણ કળાએ પહોંચેલી હતી. પ્રખ્યાત રજપુત રાજકુમારો તેની નોકરી કરવામાં માન સમજતા હતા. સિંધ, માળવા, અહમદનગર, અને બુરાનપુરના રાજાઓ બહાદુરશાહને પોતાનો અધિપતિ ગણતા હતા. ગુજરાતના સુલતાનોએ બહારનાં રાજ્યો ઉપર પણ પોતાની સત્તા મેળવી હતી.

### ૪૧. મહંમૂદશાહ ત્રીજો.

બહાદુરશાહના મરણ પછી ગુજરાતના સુલતાનોની સત્તા

નબળી પડવા માંડી. તેના પછીનાં વર્ષમાં જે સુલતાનો થયા તેઓ માત્ર નામનાજ સુલતાન હતા. આ સુલતાનોમાં મહંમૂદશાહ પણ હતો. તેણે પોતાના વજીરની સલાહથી ઘણા રજપુતોની જાગીરો જપ્ત કરી. આથી શિરોહી, ડુંગરપુર, ઈડર, લુણાવાડા, વાંસવાડા, રાજપીપળા, મહીકાંઠા, વગેરેના રજપુતો બંડ કરી બહારવટે નીકળી પડયા, અને લુટફાટ કરવા લાગ્યા. આથી ગુસ્સે થઈ સુલતાને હિંદુઓ ઉપર અતિશય જુલમ કરવા માંડયો. તેણે હિંદુઓને ઘોડે બેસવાની, સારાં કપડાં પહેરવાની, દાગીના પહેરવાની, અને તહેવાર ભોગવવાની બંધી કરી. આથી હિંદુ મુસલમાન વચ્ચે પ્રેમ રહ્યો નહિ. તેઓ એક બીજાને શત્રુ ગણવા લાગ્યા. ગુજરાતમાં ગેરબંદોબસ્ત ફેલાયો, અને પહેલાંના સુલતાનોએ મેળવેલી સત્તા જતી રહી.

આ સુલતાનને તેના બુર્હાન નામના નોકરે મારી નાખ્યો. પછી તેણે સુલતાન થવા પ્રયત્ન કર્યો, પણ અમીરો સાથે લડતાં તે મરાયો.

## ૪૨. મુજફ્ફરશાહ ત્રીજો.

**ઇતીમદખાનનો કારભાર**—રાજ્ય વહીવટમાં હાથ ઘાલનાર અમીરોમાં ઇતીમદખાન મુખ્ય હતો. તેણે નાથુ નામના હલકી વર્ણના છોકરાને મુજફ્ફરશાહ ત્રીજો નામ ધારણ કરાવી ગાદીએ બેસાડયો. આથી બીજા અમીરો તેની અદેખાઈ કરી જુદા જુદા ભાગો કબજે કરી સ્વતંત્ર થવા લાગ્યા. તેમને તે વશ રાખી શક્યો નહિ, તેથી રાજ્યમાં અંધેર વધી પડયું. આખરે તેણે દિલ્હીના મોગલ પાદશાહ અકબરને ગુજરાતનો કબજો લેવા વિનતિ કરી.

**અકબરે ગુજરાત જીત્યું**—ઇતીમદખાનના બોલાવ્યાથી અકબર લશ્કર લઈ પાટણ આવ્યો. ત્યાં તેને ઇતીમદખાન જઈ મળ્યો. પછી અકબરે અમદાવાદ પર ચઢાઈ કરી સહેલાઈથી જીત મેળવી, અને જુવાન સુલતાનને કેદ કર્યો. ઇતીમદખાનને મોટા મોટા ઇલ્કાબો આપ્યા. પછી બળવાખોર અમીરોને કબજે કરી પોતાના તરફનો સુબો નીમી અકબર દિલ્હી ગયો.

**ગુજરાતનો સુબો ઇતીમદખાન**—ગુજરાત જીત્યા પછી

થોડાં વરસે **અકબરે** ઇતીમદખાનને ગુજરાતનો સુબો નીમ્યો. તેજ વર્ષમાં **મુજફ્ફરશાહ** કબ્જે કેદમાંથી નાસીને ગુજરાતમાં આવ્યો. અહીં તેને જુના દોસ્તો અને લશ્કરી સિપાઈએ આવી મળવાથી તેણે ઇતીમદખાનને હરાવી **અમદાવાદ** કબજે કર્યું. આથી **અકબરે ખાન**ખાનાન નામે બીજો સુબો મોકલ્યો. તેણે **મુજફ્ફરશાહને સરખેજ** આગળ હરાવ્યો. પોતાની ફતેહની યાદગીરીમાં તેણે લડાઈની જગાએ ફતેહબાગ અને મહેલ બંધાવ્યાં. હાલ તેનાં ખંડેર દીઠામાં આવે છે.

**મુજફ્ફરશાહે આપઘાત કર્યો**—મુજફ્ફરશાહ હારી જવાથી નાસતો ફરતો હતો. તેવામાં કચ્છના રાવે પકડીને મોગલોને સ્વાધીન કર્યો. તે સ્વભાવે મગરૂર હોવાથી બીજી વખત કેદી થયો નહિ. સુબાની છાવણી ભણી જતાં રસ્તામાં તેણે પોતાનું ગળું કાપી નાખ્યું. સુબાએ મુજફ્ફરશાહનું માથું પાદશાહને મોકલાવ્યું. આ રીતે ગુજરાતના મુસલમાન સુલતાનોના વંશનો અંત આવ્યો.

## ગુજરાતમાં મોગલ રાજ્ય.

### ૪૩. અકબર.

મોગલ પાદશાહ **અકબરે** ઇ.સ. ૧૫૭૩માં ગુજરાત જીત્યું. પછી તેણે ઘણા રજપુત ઠાકોરોને લશ્કરમાં દાખલ કર્યા. હિંદુ મુસલમાનને સરખા ગણી હિંદુઓને મોટા હોદ્દા પર નીમ્યા. વળી પોતાના મુખ્ય પ્રધાન ટોડરમલ પાસે જમીનની માપણી કરાવી ખેડુતોએ સરકારમાં ભરવાનો દર નક્કી કરી આપ્યો. આથી ખેડુતો પર થતો જુલમ અટકયો. હિંદુઓ પાસેથી લેવાતો જજીઆ વેરો બંધ કર્યો. આ રીતે તેણે ઘણા સુધારા કર્યા.



અકબર.

## ૪૪. જહાંગીર.

અકબર પાદશાહના મરણ પછી તેનો શાહજાદો જહાંગીર દિલ્હીનો


જહાંગીર.

પાદશાહ થયો. તેણે મોટાં શહેરોમાં દવાખાનાં ઉઘાડીને પ્રજાને સુખી કરી. અંગ્રેજ લોકોને ઇ.સ. ૧૬૦૮માં પ્રથમ સુરતમાં માલ વેચવાની પરવાનગી તેણે આપી હતી. તે દોહદના જંગલમાં હાથીનો શિકાર કરવા આવ્યો હતો. ત્યાંથી ખંભાત થઈ અમદાવાદમાં આવ્યો હતો. આ વખતે તેણે શહેરનું નામ શહેરમાં ધૂળ ઉડતી હોવાથી ગર્દાબાદ પાડયું હતું. વળી અહીં તેને તાવ આવવાથી તેણે બીજું નામ બિમારીસ્થાન પાડયું હતું. અહીંની હવા માફક નહિ આવવાથી તે પાછો આગ્રા ગયો.

## ૪૫. શાહજહાન.

જહાંગીરનો શાહજાદો શાહજહાન ગુજરાતનો સુબો હતો તે


શાહજહાન.

વખતે તેણે અમદાવાદમાં સાબરમતી નદીને કિનારે શાહીબાગ બંધાવ્યો હતો, અને એક સુંદર મહેલ ચણાવ્યો હતો. આ મહેલમાં હાલ ઉત્તર વિભાગના કમિશનર સાહેબ રહે છે.

તેના વખતમાં ગુજરાતમાં મોટો દુકાળ પડયો હતો. તે સત્યાસીઓ ( સંવત ૧૬૮૭) કહેવાય છે. લોકો રોટલા માટે પોતાનાં વહાલાં બાળકને પણ આપી દેતા. પ્રજાને ભૂખના દુઃખમાંથી બચાવવા સ્થળે સ્થળે તેણે સદાવ્રત ચાલુ કરાવ્યાં હતાં.

આ પાદશાહે પોતાની વહાલી બેગમ મુમતાજ મહાલનું નામ કાયમ રાખવાને આગ્રામાં જગત પ્રસિદ્ધ તાજ મહાલ બંધાવ્યો છે. એ સિવાય તેણે મયુરાસન, મોતી મસ્જિદ, વગેરે બંધાવ્યાં હતાં; તેથી તે મહેલો બાંધનાર પાદશાહ તરીકે ઓળખાય છે.

### ૪૬. ઔરંગજેબ.

શાહજહાનને ચાર દીકરા હતા. તેમાંનો ઔરંગજેબ પોતાના ભાઈઓને મારી અને બાપને કેદમાં નાખી પોતે પાદશાહ થયો. રાજકારભાર હાથમાં આવતાં તેણે રાજમાં ઘણા સુધારા કર્યા. કેફી ચીજોનું વાવેતર બંધ કરાવી તે પીવાની બંધી કરી. અધિકારીઓને લાંચ લેતા, વેઠ કરાવતા, અને પ્રજા પર જુલમ કરતા અટકાવ્યા. ખેડુતોને તગાવી આપવાનો રિવાજ દાખલ કર્યો.


ઔરંગજેબ.

તેણે દાખલ કરેલા સુધારાને લીધે તે ઘણો વખણાત, પરંતુ ધર્માંધપણાને લીધે તેણે હિંદુઓ પર જજીઆ વેરો નાખ્યો, અને તેમનાં ઘણાં દેવળો તોડી પડાવ્યાં. આથી હિંદુઓમાં ઘણો અસંતોષ ફેલાયો.

### મોગલ રાજ્યની પડતી.

ઔરંગજેબ પછીના નબળા પાદશાહોના વખતમાં તાબાના સુબેદારો સ્વતંત્ર થઈ ગયા. વળી મુસલમાનોના જુલમમાંથી હિંદુઓને બચાવવા દક્ષિણમાં શિવાજીએ મરાઠા રાજ્ય સ્થાપ્યું. તેને બધા હિંદુઓની સહાય હતી. મરાઠાઓ ગુજરાતમાં આવી લૂટ કરી ખંડણી લેવા લાગ્યા. દિલ્હીના પાદશાહ તરફથી ગુજરાતમાં પચાસેક સુબેદારો આવ્યા હતા. તેમાંના છેલ્લા સુબેદાર જવાંમર્દખાન-

ને મરાઠા સરદાર દામાજી ગાયકવાડે અને પેશ્વાના ભાઈ રઘુનાથ-રાવે પાટણ, વડનગર, અને રાધનપુર, વગેરે પરગણાં જાગીરમાં આપી રાજસત્તા કબજે કરી. ઇ. સ. ૧૭૫૭. જુનાગઢ, રાધનપુર, અને વાડાસિનોરના નવાબો, એ છેલ્લા સુબેદારના વંશજ છે. આ પ્રમાણે ગુજરાતમાંથી મોગલ રાજ્યનો અંત આવ્યો.

## ભાગ ૭મો.

## મરાઠી રાજ્ય.

### ૪૮. શિવાજી.

મરાઠી રાજ્ય સ્થાપનાર શિવાજી વિજાપુરના એક નાના જાગીરદારનો પુત્ર હતો. તેનો જન્મ ઇ.સ. ૧૬૨૭માં થયો હતો. તે ઝાઝું ભણ્યો નહોતો, પણ હથિઆર વાપરવાનું કામ સારી રીતે શીખ્યો હતો. તેનો રાજ્ય સ્થાપવાનો હેતુ પોતાના હિંદુ ભાઈઓને મુસલમાનોના જુલમમાંથી બચાવવાનો અને ગૌબ્રાહ્મણનું રક્ષણ કરવાનો હતો. આ જુસ્સો તેનામાં તેના ગુરુ રામદાસ સ્વામીએ આણ્યો હતો.

તેણે ઘણા ગઢ જીત્યા હતા અને સુરત શહેર બે વખત લૂટી પુષ્કળ દ્રવ્ય મેળવ્યું હતું. ત્યારપછી ઇ. સ. ૧૬૬૪માં રાયગઢમાં રાજ્યાભિષેક કરી રાજા થયો. પછી ઘણાં મુસલમાની રાજ્યોને જીતી પોતાની સત્તા જમાવી. તે પોતાના ડુંગરી કિલ્લામાં રહેતો. આથી મોગલ પાદશાહ ઔરંગજેબ તેને ડુંગરનો ઉંદર કહેતો, અને તેને હિસાબમાં ગણતો નહિ. પરંતુ પાછળથી તેને જીતવાને મોગલ પાદશાહે કરેલી મહેનત વ્યર્થ ગઈ. ઔરંગજેબે તેને છેતરી કેદ કર્યો હતો પણ તે મિઠાઈના ટોપલામાં બેસી છુપી રીતે નાસી છૂટયો હતો. તેણે પોતાના રાજ્યનો પાયો એવો મજબુત નાખ્યો હતો કે તેના પછીના રાજા નબળા હોવા છતાં તેનું રાજ્ય લાંબો વખત ટકી રહ્યું.



શિવાજી

## ૪૯. શાહુ.

શિવાજી પછી તેનો કુંવર સંભાજી રાજા થયો. તે ખરાબ સોબતમાં પડવાથી મોગલોને હાથે માર્યો ગયો, અને તેનો કુંવર શાહુ કેદી બન્યો. ઔરંગજેબના મરણ પછી શાહુને તાબેદાર રહેવાની શરતે છોડયો. પરંતુ તે મોજશોખમાં પડી ગયો હોવાથી તેણે બધી સત્તા બાલાજી વિશ્વનાથ નામના બ્રાહ્મણ પ્રધાનને સોંપી. તે બ્રાહ્મણો પેશ્વા કહેવાતા.

બાલાજી પછી બાજીરાવ પેશ્વા થયો. તેણે ચોતરફ મરાઠા સરદારોને મોકલી મુલકો જીતી મરાઠી રાજ્ય પૂર્ણ કળાએ પહોંચાડયું. આ મરાઠા સરદારોમાં ગાયકવાડ, સિંધીઆ, હોલ્કર, અને ભોંસલે, એ મુખ્ય હતા. તેઓને તેમણે જીતેલા મુલકમાં સુબેદાર બનાવ્યા હતા. તેઓ તેમને સોંપેલા મુલકમાંથી મહેસુલ અને આજુબાજુના મુલકમાંથી ચોથ× અને સરદેશમુખી* ઉઘરાવતા અને પોતાના ઉપરીને મોકલી આપતા. મરાઠી રાજ્ય નબળું પડયું ત્યારે તેઓ પોતાના મુલકમાં સ્વતંત્રપણે અમલ કરવા લાગ્યા.

## ૫૦. ગાયકવાડ.

**પિલાજી**—ગુજરાતમાં ચોથ અને સરદેશ મુખી ઉઘરાવનારા મરેઠા સરદારોમાં ખંડેરાવ દાભાડે અને દામાજી ગાયકવાડ મુખ્ય હતા. તેમના મરણ પછી ખંડેરાવની જગા તેના દીકરા ત્ર્યંબકજી દાભાડેને અને દામાજીની જગા તેના ભત્રીજા પિલાજીને આપી.

આ વખતે અમદાવાદની સુબેદારી માટે મોગલ સરદાર અને સુબો લઢતા હતા. તેમણે પિલાજીની મદદ માગી. તેના બદલામાં તેને મહી નદીની આજુબાજુના મુલકમાંથી ચોથ લેવાનો હક મળ્યો.

પિલાજીને પહેલાં સમશેર બહાદુરનો ખિતાબ મળ્યો હતો, તે ઉપરાંત હાલ તેને સેના ખાસ ખેલનો ખિતાબ મળ્યો. વળી એવો ઠરાવ કરવામાં આવ્યો કે ગુજરાતની ચોથ તથા સરદેશમુખીમાંથી અર્ધો ભાગ ગાયકવાડે લેવો અને અર્ધો શાહુ રાજાને મોકલવો. આ ઠરાવથી પિલાજીએ વડોદરામાં ગાદી કરી ઘણો મુલક ખાલસા કર્યો, અને રજપુત રાજાઓ, નવાબો, અને તાલુકદારો પાસેથી જબરાઈથી લેવાય તેટલી ખંડણી લીધી.

ત્યારપછી મોગલ સુબા અભયસિંહે તેના માણસ પાસે પિલાજીને ડાકોરમાં મારી નંખાવ્યો.

**દામાજી**—પિલાજીના મરણ પછી દામાજીને તે જગાએ

---

× દેશની ઉપજનો ચોથો ભાગ. * દેશની ઉપજનો દસમો ભાગ.

નીમ્યો. તેણે ગાયકવાડ કુળને ઉંચી સ્થિતિએ પહોંચાડયું. પેશ્વા સરકાર સાથે ગાયકવાડ સરકારનો સંબંધ મુકરર કર્યો, તેથી ગુજરાત મરેઠી રાજ્યનો ભાગ ગણાવા લાગ્યું. આ વખતે પેશ્વા અને ગાયકવાડે મળી અમદાવાદ જીતી લઈ મોગલ સત્તાનો ગુજરાતમાંથી અંત આણ્યો. ગુજરાતમાંની ઉપજનો કેટલોક ભાગ પેશ્વાનો હોવાથી તેના તરફના સુબેદાર અમદાવાદમાં રહેતા.

**સયાજીરાવ ૧લો**—દામાજીના મરણ પછી તેના દીકરાઓ રાજ કારભાર માટે લડયા. તેમાં સયાજીરાવ મોટો હોવાથી હકદાર ઠર્યો. પણ તે કારભાર કરવાને અશક્ત હોવાથી તેના સૌથી નાના ભાઈ ફતેસિંહરાવને કામ કરનાર તરીકે નીમ્યો.

ફતેહસિંહના મરણ પછી માનાજીને તેનો વાલી ઠરાવ્યો. આ વખતે ગોવિંદરાવે કારભાર લેવા ખટપટ કરી, પરંતુ માનાજીએ પેશ્વાને ત્રણ લાખ રૂપીઆ નજરાણું અને ૩૬ લાખ રૂપીઆ ખંડણી આપવા કબુલ કરવાથી તે ફાવ્યો નહિ.

**ગોવિંદરાવ**—માનાજીના મરણ પછી વડોદરાનો કારભાર ગોવિંદરાવને મળ્યો. ત્યારપછી બે વર્ષ ગુજરાતમાં શાન્તિ રહી. તેટલામાં બીજો બાજીરાવ પેશ્વા થયો. તેણે પોતાના દસ વર્ષના નાના ભાઈને ગુજરાતનો સુબેદાર નીમી કામ કરવાને સેલુકરને નીમ્યો. દોલતરાવ સિંધીઆને આ વાત અયોગ્ય લાગવાથી તેણે પેશ્વાને તથા સેલુકરને કેદ કર્યા, પરંતુ સેલુકર દસ લાખ રૂપીઆ આપવા કરી છૂટયો. તે રૂપીઆ પુરા કરવા માટે તેણે રૈયત પર જુલમ કર્યો. વળી ગાયકવાડનાં ગામમાંથી પણ નાણું કઢાવ્યું. આથી ગાયકવાડ સાથે દુશ્મનાવટ થઈ.

ગોવિંદરાવે સેલુકર સાથે લડવા માટે અંગ્રેજોની મદદ માગી. આ વખતે સુરતના નવાબ પાસેથી તમામ વહીવટ અંગ્રેજ સરકારે લીધો, અને ખર્ચ જતાં બાકી રહે તેનો પાંચમો ભાગ નવાબને આપવા ઠરાવ્યું. તે પછી સુરત શહેર અને ગાયકવાડના ભાગની અંગ્રેજોએ માગણી કરી, પણ ગાયકવાડે ના પાડવાથી તેને તેમના

તરફથી મદદ મળી નહિ. આથી તેણે કોઈની મદદ વિના શિવરામ ગાડદી નામના બહાદુર સરદારને લશ્કર આપી સેલુકરને જીતવા અમદાવાદ મોકલ્યો. તેનું લશ્કર અમદાવાદ નજીક આવ્યાની લોકોએ સેલુકરને ખબર આપી. તેણે તોરમાં જવાબ આપ્યો કે આવને દો, પણ કશી તૈયારી કરી નહિ. અમદાવાદમાં ગાયકવાડની હવેલીમાં ગાયકવાડનો સુબો રહેતો હતો, તેને સેલુકરે કાઢી મૂકયો હતો, તેથી પ્રથમ તે હવેલીનો કબજો લીધો. પછી ભદ્ર પેશ્વાના કબજામાં હતું તે પણ લઈ લીધું. ત્યારપછી સેલુકર ફોજ લઈ સામો થયો, પણ તે કેદ પકડાયો. તેને બોરસદમાં કેદ રાખ્યો હતો. સાત વર્ષ પછી તેને અંગ્રેજ સરકારે છોડયો હતો.

સેલુકરે ગાયકવાડની હવેલી લેતાં ગુજરાત ખોયું હતું. તે ઉપરથી કહેવત ચાલી કે **'હાથમાં દંડો, બગલમાં મોઈ; હવેલી લેતાં ગુજરાત ખોઈ.'**

ત્યારપછી ગુજરાતમાંની પેશ્વાની ઉપજ વસુલ કરવાને દર વરસે પાંચ લાખ રૂપીઆ માટે ગાયકવાડને ઇજારો આપ્યો. પણ તે પહેલાં તે મરણ પામવાથી આનંદરાવ તેની જગાએ નીમાયો.

**આનંદરાવ**—આનંદરાવ રાજકાજ ચલાવવા અશક્ત હોવાથી તેના નાના ભાઈ કાનોજીએ તેને કેદ કર્યો. કાનોજીએ પ્રજા પર જુલમ કરવાથી જુના દિવાન રાવજી આપાજીએ તેને કેદ કર્યો, અને સત્તા પોતાના હાથમાં લીધી. આ વખતે કડીના સુબેદાર મલ્હારરાવે ચઢેલી ખંડણી આપી નહિ, અને કાનોજીરાવ સાથે મળી બંડ કર્યું. અંગ્રેજ સરકારની મદદથી તે બેસાડી દીધું. મલ્હારરાવ તાબે થવાથી તેને વર્ષાસન આપી નડિઆદમાં નજરકેદ રાખ્યો.

આ વખતે (ઇ. સ. ૧૮૦૨)માં અંગ્રેજ સરકાર સાથે કરેલા ઠરાવથી ૨૦૦૦ માણસનું અંગ્રેજી લશ્કર વડોદરામાં રહેવા લાગ્યું, અને વડોદરા સિવાયનાં બીજાં તેના તાબાનાં રાજ્યોની ખંડણી અંગ્રેજ સરકાર મારફત ઉઘરાવવાનું ઠર્યું. આ ઠરાવ થતા પહેલાં તાબાનાં રાજ્યો પાસેથી લેણી ખંડણી વસુલ કરવાને દર વરસે દસરા

પછી ગાયકવાડની ફોજ નીકળતી, તે બંધ થયું. લશ્કરના ખર્ચ માટે અંગ્રેજોને કેટલોક મુલક મળ્યો, અને ગાયકવાડ અંગ્રેજોના હંમેશના તાબેદાર બન્યા.

**સયાજીરાવ રજો**—આનંદરાવ પછી તેનો ભાઈ સયાજીરાવ ગાદીએ બેઠો. તેના વખતમાં ઇ. સ. ૧૮૧૮માં અંગ્રેજોએ પેશ્વાનું રાજ્ય જીતી લીધું, તેથી તેનો અધિકાર અને તેના ભાગનો મુલક અંગ્રેજોને મળ્યાં. આ વખતે અંગ્રેજ સરકારે ગાયકવાડ તરફથી દર વરસે પેશ્વાને સાડાચાર લાખ રૂપીઆ ભરવા પડતા તે માફ કર્યા.

**ગણુપતરાવ**—સયાજીરાવ પછી તેનો દીકરો ગણપતરાવ ગાદીએ બેઠો. તેના વખતમાં છોકરાં વેચવાનો અને ગુલામનો ધંધો બંધ થયો. સને ૧૮૫૬માં પોતાના રાજ્યમાં રેલવે બાંધવા માટે તેણે અંગ્રેજ સરકારને જમીન આપી, અને તેજ સાલમાં તે મરણ પામ્યો.

**ખંડેરાવ**-ગણુપતરાવ પછી ખંડેરાવ ગાદીએ આવ્યો. તેના વખતમાં પંચમહાલના નાયકડાઓએ તોફાન મચાવ્યું હતું, પણ તેઓ પકડાયા અને ગુનેગારોને ફાંસીએ લટકાવ્યા. આથી ત્યાં શાન્તિ ફેલાઈ.

**મલ્હારરાવ**--ખંડેરાવ પછી તેની ગાદીએ તેનો નાનો ભાઈ મલ્હારરાવ બેઠો. તેણે ખંડેરાવના માણસો પર જુલમ ગુજાર્યો. વડોદરાના રેસિડન્ટે આ બાબતની મુંબઈ સરકારને ખબર આપી. આથી મલ્હારરાવને સૂચના કરવામાં આવી કે તમારે તમારા રાજ્યમાં બે વર્ષમાં જોઈતો સુધારો કરવો, અને નઠારા સલાહકારોને રજા આપવી. આ સૂચનાથી મલ્હારરાવે હિંદમાં પાછળથી દાદા તરીકે પ્રખ્યાતિ પામેલા વીર પુરુષ દાદાભાઈ નવરોજજીને દિવાન ઠરાવ્યા. તેમણે વડોદરા રાજ્યમાં ઘણા સુધારા કર્યા હતા. વળી તે વખતના રેસિડન્ટ કર્નલ ફેર વડોદરા વિષે વાજબી કરતાં વધારે પડતી વાતો સરકારમાં લખે છે, માટે તેમને બદલવા એવી તેમણે માગણી કરી. આથી સરકારે તેની બદલી કરી. જતી વખતે તેણે સરકારમાં લખ્યું કે મને ઝેર આપી મરાવી નાખવા મ ટે મારા પીવાના સરબતમાં મલ્હારરાવે ઝેર નંખાવ્યું છે. આ બાબતની તપાસ થઈ.

તેમાં ગુનો સાબીત થયો નહિ, છતાં રાજકારભાર કરવાને નાલાયક ઠરવાથી તેને ગાદી પરથી ઉઠાડી મૂક્યો અને મદ્રાસમાં નજર કેદ કર્યો.

સયાજીરાવ ૩જા--મલ્હારરાવને પુત્ર ન હોવાથી દક્ષિણમાં આવેલા માલેગામ તાલુકામાંથી ગાયકવાડ કુટુંબના ગોપાળરાવ નામના તેર વર્ષની ઉંમરના ચપળ બુદ્ધિના બાળકને ખંડેરાવની વિધવા જમનાબાઈ પાસે દત્તક લેવડાવ્યો, અને તેમને સયાજીરાવ ૩જા એ નામ આપી વડોદરાની ગાદીએ બેસાડયા. હાલ તેઓ વડોદરાની ગાદી પર બિરાજે છે.

આ વખતે રાજા સર ટી. માધવરાવને વડોદરાની દિવાનગીરી સોંપી. તેમણે સયાજીરાવની બાલ્યાવસ્થામાં વડોદરા રાજ્યમાં ઘણા સુધારા કર્યા. સારા અમલદારો નીમી ગાયકવાડીનું રૂપ ફેરવી નાખ્યું. તરુણ મહારાજાની કેળવણી માટે એક બાહોશ સિવિલિઅનને તેમના શિક્ષક નીમ્યા. તેમણે મહારાજાને ઉત્તમ પ્રકારની કેળવણી આપીને રાજકારભારનાં જુદાં જુદાં ખાતાંના મુખ્ય અધિકારીઓ પાસે તાલીમ અપાવી.

સન ૧૮૮૧માં મહારાજા સયાજીરાવ લાયક ઉંમરના થવાથી તેમને વડોદરાની ગાદીનો અધિકાર સોંપવામાં આવ્યો. તેમણે દુનિયાના દરેક સુધરેલા દેશમાં મુસાફરી કરી ઘણો અનુભવ મેળવ્યો છે. તેમના રાજકારભારમાં વડોદરાની પ્રજાને ઘણા પ્રકારના લાભ થયા છે. ફરજિઆત અને મફત કેળવણી, દરેક ગામે પુસ્તકાલય, ધંધા સંબંધી કેળવણી, ન્યાય અને મહેસુલ ખાતાં જુદાં રાખવાની ગોઠવણ, વગેરે બાબતોના સુધારા હજી અંગ્રેજી રાજ્યમાં થયા નથી તેવા સુધારા શ્રીમંત સયાજીરાવે પોતાના રાજ્યમાં દાખલ કરી દીધા છે. વળી વડોદરામાં સુંદર મકાનો બંધાવી અને શહેરના રસ્તા પહોળા કરાવી શહેરની શોભામાં વધારો કર્યો છે.

## ૫૧. ગુજરાતમાં અંગ્રેજી રાજ્ય.

પાછળ કહેવા પ્રમાણે ઇ. સ. ૧૮૧૮માં કંપનિ સરકારે પેશ્વાનું રાજ્ય જીતી લઈ ખાલસા કર્યું. ત્યારથી ગુજરાતમાંનો પેશ્વાનો

*મુલક—અમદાવાદ, ખેડા, પંચમહાલ, ભરૂચ, અને સુરત, એ પાંચ જિલ્લા—અને ગુજરાતમાંનાં બીજાં દેશી રાજ્યો ઉપરની હકુમત તેના તાબામાં આવ્યાં. કંપનિ સરકાર તરફથી હિંદમાં નીમાએલા ગવર્નરો તેના તાબાના મુલકનો વહીવટ કરતા, અને તેના પર ઇંગ્લાંડની સરકાર દેખરેખ રાખતી. ઇ. સ. ૧૮૫૭માં કંપનિના રાજકારભારથી નારાજ થઈ હિંદની પ્રજાએ બળવો કર્યો. આથી ઇંગ્લાંડની પાર્લામેન્ટે કંપનિ પાસેથી હિંદનો રાજકારભાર લઈ લીધો, અને ઇંગ્લાંડનાં મહારાણી **વિક્ટોરિઆને** સોંપ્યો. તેમણે હિંદનો રાજ્યકારભાર પોતાના હાથમાં લીધો તે વખતે હિંદની પ્રજાને ઇંગ્લાંડની પ્રજાના જેટલાજ હક્કો આપવાને ફરમાવ્યું હતું. તેમના અમલમાં દેશમાં સલાહશાન્તિ અને પ્રજામાં સુખસંતોષ વ્યાપી રહ્યાં હતાં. ઇ. સ. ૧૯૦૧માં ૮૨ વર્ષની ઉંમરે ૬૪ વર્ષ રાજ્ય ભોગવી તે સ્વર્ગવાસી થયાં.

મહારાણી પછી તેમના વડા પુત્ર **સાતમા એડવર્ડ** ૬૦ વર્ષની ઉંમરે ગાદીએ આવ્યા હતા. તેમણે પોતાના ૧૦ વર્ષના ટુંકા રાજ અમલમાં દેશમાં સુલેહ શાન્તિ ફેલાવવાને અને ખેતીના ધંધાને ઉત્તેજન આપવાને બનતો પ્રયત્ન કર્યો હતો. ઇ. સ. ૧૯૧૦માં તેમનો સ્વર્ગવાસ થવાથી તેમના વડા પુત્ર નામદાર **પાંચમા જોર્જ** ઇંગ્લાંડના રાજા અને હિંદના શહેનશાહ થયા છે. તેઓ હાલ આપણા ઉપર અમલ ચલાવે છે. તેમના અમલ વિષેની કેટલીક હકીકત શરૂઆતમાં કહેવામાં આવી છે. વળી તેમના અમલમાં પ્રજાને રાજકાજમાં વધુ હક્કો મળ્યા છે. ઇ. સ. ૧૯૨૧ના જાનેવારીથી કાયદા બાંધનારી-ધારાસભામાં અને કારભારી મંડળમાં લોકોએ પસંદ કરેલા સભાસદોને વધારે પ્રમાણમાં દાખલ કર્યા છે, અને કેટલાંક ખાતાં કેળવણી, સુખાકારી, જેવાંનો કારભાર દેશી પ્રધાનોને સોંપ્યો છે. વળી આપણા ઇલાકામાં દસ વર્ષ સુધીમાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજિઆત કરવાનો કાયદો પાસ કરવામાં આવ્યો છે. પ્રજા કેળવાઈને રાજકાજમાં વધારે લાયક થતાં તેમને વધારે હક્કો આપવાની સરકારની ઇચ્છા છે. પ્રભુ તે ઉમેદ પાર પાડો એવીપ્રભુ પ્રાર્થના છે.

સમાપ્ત.

# પુરવણી.

## ગુજરાતના હિંદુ રાજાઓ અને મુસલમાન સુલતાનો.*

### ચાવડા વંશના રાજાઓ.

| | ઇ.સ થી | ઇ.સ. | વર્ષ. |
|---|---|---|---|
| વનરાજ | ૭૪૬ | ૮૦૬ | ૬૦ |
| યોગરાજ | ૮૦૬ | ૮૪૨ | ૩૬ |
| ક્ષેમરાજ | ૮૪૨ | ૮૬૬ | ૨૪ |
| ભુવડ | ૮૬૬ | ૮૯૫ | ૨૯ |
| વૈરસિંહ | ૮૯૫ | ૯૨૦ | ૨૫ |
| રત્નાદિત્ય | ૯૨૦ | ૯૩૫ | ૧૫ |
| સામંતસિંહ | ૯૩૫ | ૯૪૨ | ૭ |

### સોલંકી વંશના રાજાઓ.

| | ઇ.સ થી | ઇ.સ. | વર્ષ. |
|---|---|---|---|
| મૂળરાજ ૧લો | ૯૪૨ | ૯૯૭ | ૫૫ |
| ચામુંડ | ૯૯૭ | ૧૦૧૦ | ૧૩ |
| વલ્લભસેન | ૧૦૧૦ | ૧૦૧૦ | ૦ |
| દુર્લભસેન | ૧૦૧૦ | ૧૦૨૨ | ૧૨ |
| ભીમદેવ ૧લો | ૧૦૨૨ | ૧૦૭૨ | ૫૦ |
| કરણ | ૧૦૭૨ | ૧૦૯૪ | ૨૨ |
| સિદ્ધરાજ | ૧૦૯૪ | ૧૧૪૩ | ૪૯ |
| કુમારપાળ | ૧૧૪૩ | ૧૧૭૪ | ૩૧ |
| અજયપાળ | ૧૧૭૪ | ૧૧૭૭ | ૩ |
| મૂળરાજ ૨જો | ૧૧૭૭ | ૧૧૭૯ | ૨ |
| ભીમદેવ ૨જો | ૧૧૭૯ | ૧૨૪૧ | ૬૨ |
| ત્રિભુવનપાળ | ૧૨૪૧ | ૧૨૪૨ | ૧ |

### વાઘેલા વંશના રાજાઓ.

| | ઇ.સ. થી | ઇ.સ. | વર્ષ. |
|---|---|---|---|
| વીસળદેવ | ૧૨૪૩ | ૧૨૬૧ | ૧૮ |
| અર્જુનદેવ | ૧૨૬૧ | ૧૨૭૪ | ૧૩ |
| સારંગદેવ | ૧૨૭૪ | ૧૨૯૫ | ૨૧ |
| કરણદેવ | ૧૨૯૫ | ૧૩૦૪ | ૯ |

### ગુજરાતના સુલતાનો.

| | ઇ.સ. થી | ઇ.સ. | વર્ષ. |
|---|---|---|---|
| મહંમદશાહ ૧લો | ૧૪૦૩ | ૧૪૦૭ | ૪ |
| મુજફ્ફરશાહ ૧લો | ૧૪૦૭ | ૧૪૧૧ | ૪ |
| અહમદશાહ ૧લો | ૧૪૧૧ | ૧૪૪૧ | ૩૦ |
| મહંમદશાહ ૨જો | ૧૧૪૧ | ૧૪૫૧ | ૧૦ |
| કુતુબશાહ | ૧૪૫૧ | ૧૪૫૯ | ૮ |
| દાઉદશાહ | ૧૪૫૯ | ૧૪૫૯ | ૦ |
| મહંમૂદ બેગડો | ૧૪૫૯ | ૧૫૧૩ | ૫૪ |
| મુજફ્ફરશાહ ૨જો | ૧૫૧૩ | ૧૫૨૬ | ૧૩ |
| સિકંદરશાહ | ૧૫૨૬ | ૧૫૨૬ | ૦ |
| મહંમુદશાહ ૨જો | ૧૫૨૬ | ૧૫૨૭ | ૧ |
| બહાદુરશાહ | ૧૫૨૭ | ૧૫૩૬ | ૯ |
| મહંમદશાહ ૩જો | ૧૫૩૬ | ૧૫૫૪ | ૧૮ |
| અહમદશાહ ૨જો | ૧૫૫૪ | ૧૫૬૧ | ૭ |
| મુજફ્ફરશાહ ૩જો | ૧૫૬૧ | ૧૫૭૩ | ૧૨ |



* આ વશાવળીઓ ફક્ત સમયનું ભાન થવા માટેજ આપેલી છે. વિદ્યાર્થીઓએ ગોખી રાખવાની બીલકુલ જરૂર નથી.